# રશીયાનું આધુનીક રાજયતંત્ર

લખનારઃ-વીલીયમ ઝૅડ ફૉસ્ટર

કીમત ૦-૬-૦.

# ઉપોદ્ઘાત.

"રશીયન રાજક્રાંતી સમજવી મને તો મુશ્કેલ ન લાગી. આપણીજ કામદારવિષયક ચળવળનું આણેલું પરંપરાત્મક પરિણામજ એ છે. આપણાં "ટ્રેડ યુનીયનો" પોતાની વ્યવસ્થિત બુદ્ધિ અને શક્તિની માલિકો સામે હોડ બાંધે છે, અને બની શકે તેટલી છુટછાટો તેમની પાસેથી ખુંચવી મેળવે છે, પછી તે ગમે તેવી મોટી હોય તેની પરવા નહી. રશીયાની રાજદારી ઔદ્યોગિક સંસ્થાઓએ, તદન તેવાજ ધોરણો ઉપર, પણ આપણાં યુનીયનો પાસે હાલ છે તેના કરતાં ઘણી વધારે સારી સમજણ, પ્રતિજ્ઞા અને શક્તિથી, કામ કરીને અંતે અને સંપુર્ણ રીતે તેમના લુટનારા પ્રતિપક્ષીઓને શિકસ્ત આપી છે."

આ પ્રમાણે ફોસ્ટર પોતાના હમણાજ બહાર પડેલા રશીયન વિપ્લવ ઉપરના પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે. એ પુસ્તક ફોસ્ટરના રશીયા ઉપરના "ફેડરેડ પ્રેસ" વાળા લેખોની પુનઃ કથા છે.

ફોસ્ટર કહે છે કે "આપણાં મજુર મંડળોના માનનીય આગેવાનો ગમે તેટલા નાસુકકર જાય, છતાં રશીયાની તથા અમેરીકાની મજુરવિષયક ચળવળો પધ્ધતમાં તેમજ ધ્યેયમાં સગી બહેનો છે. એની વચે ફેરફાર માત્ર સમજણ અને વિકાસ સંબંધીજ છે.... આપણી માફક નજીવી ફતેહોથી સંતોષ પામી બેસવાને બદલે, તે આખો રસ્તો પાર ઉતરી ગઇ છે, અને એકજ ફટકે માલિકો પાસેથી તેમના બધાજ [illegible] ખાલ્યા છે."

સોવીયેટ રાજતંત્રના પક્ષકાર ખબરપત્રીઓને પ્રચારથી ભરી દેવામાં આવ્યા છે, અને ખરી વસ્તુસ્થિતિ તેમને જાણવા દીધી નથી એ આરોપ, ફ્રોસ્ટરના કહેવા મુજબ, "નમુનારૂપ" છે. પરદેશ ખાતું મને ઉતારો આપીને મારે રસ્તે મને છુટો મુકયો. મને ફાવે ત્યાં હું ગયો, કડક સમાજવાદીઓથી માંડીને આતતાયી અતિ–વિપ્લવવાદીઓ સુધી હરેક મતમતાંતર વાળાઓમાંથી જેને મારે મળવું હતું તેને મળ્યો. મારી સાથે જે હતો, અને પોતાના વિચાર મને જણાવવા બહુ આતુર હતો (અને તે જાણવા હું તેટલોજ ઉત્સુક હતો) તે એક સ્પષ્ટવકતા "મેન્શેવિક" હતો. બીજો "એનાર્કીસ્ટ" હતો. એ બીજાને ખાસ ડર એ લાગતો કે સમાજવાદીઓ પોતાનું ભુસું મારામાં ભરી દે છે, તેથી વિપ્લવની નબળામાં નબળી બાજુઓ બતાવી દેવાની એક પણ તક તે ગુમાવતો નહી. હું જાણી શકયો તે જોતાં, ખબરપત્રી રશીયામાં એકવાર દાખલ થયો કે તેને ફાવે તેમ કરવા તે છુટો છે–માત્ર તેનાથી રાજદ્વારી બાબતોમાં માથું ન મરાય. રશીયાનો વિપ્લવ પોતાના જંગી સવાલોને ઉકેલવામાં એટલો બધો ગુંથાયેલો છે, કે તેની નજીવી હિલચાલો તરફ બહુ ધ્યાન આપવાની તેને ફુરસદ નથી. પરદેશીઓને પ્રચારના "ભુંસા" થી ભરવાની વાતોઓનો રશીયનોનો તો હસવાનો વિષય છે."

"રશીયન વિપ્લવ એ હડતાળની અનિશ્ચિત પરિસ્થિતિ માફક છે. એ વિપ્લવ એક કડવી લડત છે, પણ તેના પરિણામ વિષે હું નિરાશ નથી. ભુતકાળમાં વીરતાભર્યાં અને આશ્ચર્યજનક તેમનાં પરાક્રમોથી રશીયાના કામદારો તેમના ભવિષ્ય માટે પણ આશા ઉપજાવે છે. આખું જગ

કહેલું હતું કે એ બની શકશે નહિ છતાં ભારે વિરોધ સામે પણ રાજતંત્ર ગોઠવીને તેનો વહિવટ ચલાવવાનો રાજદ્વારી સવાલ તેમણે ઉકેલ્યો છે, અને જંગી ફોજ ઉભી કરીને તથા અસંખ્ય દુશમનોને મારી હઠાવીને તેમણે લશ્કરી સવાલ પણ ઉકેલ્યો છે અને વિરાટ ઔદ્યોગિક સવાલનો ફડચો પણ તે લોક આણશેજ. મારા અભિપ્રાય મુજબ, રશીયાની રાજક્રાંતિ જીવતી રહેશે અને જગતનું પ્રથમ મુક્ત સામાન્ય તંત્ર ઘડવાનું પોતાનું જંગી કાર્ય તે પાર ઉતારશે."



## પ્રસ્તાવના.

મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટર રશિઆ ખાતે ઇ. સ. ૧૯૨૧ ના એપ્રીલ-મેથી તે ચાર મહિના પર્યંત એટલે લગભગ ઓગસ્ટ માસ સુધી રહેલ, તે દરમ્યાનજ તેમણે લેખો લખી મોકલ્યા હતા. એટલે કયો લેખ કયા તારીખે લખ્યો તે સ્પષ્ટ ન હોવાથી તે લેખો લખાયાની તારીખ આપવી અશક્ય હોવાથી તે પરત્વે પ્રયાસ કરવામાં આવ્યો નથી. પુસ્તકના ગુણદોષ તેના વિષયો ઉપરથી વાંચકેજ સમજી લેવાના છે. બાકી તો ઉપોદ્ઘાતમાં કહેવા જેવું કહેવાયું છે.

અનુવાદક.

# સોવિયેટ—રાજ્યતંત્ર.

(૧)

(રશીયા સંબંધી ફેલાયલા અનેક જુઠાણાઓને લીધે અમેરીકન કામદારોને માટે એ નવા પ્રજાસત્તાકની સાચી પરીસ્થીતી જાણવાનું મુશ્કેલ થઇ પડ્યું હોવાથી ત્રણેક માસ ઉપર "ફેડરેટેડ પ્રેસ" મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરને ખાસ રશીયા મોકલવા પડયા. મી૦ ફોસ્ટર હમણા છેલ્લી સ્ટીલ કામદારોની હડતાળના આગેવાન હતા, અને અમેરીકન ટ્રેડ યુનીયનને તેમની બહુ સારી પીછાણ છે, કે તેમને જણાવવામાં આવ્યું છે કે તેઓ રશીયામાં જે જુએ તેનો સાચો હેવાલ લખે મી૦ ફોસ્ટરનો પ્રથમ લેખ નીચે મુજબ છે: અધીપતી, "ફેડરેટેડ પ્રેસ".)

## માનવ ઈતીહાસમાં એક મોટો બનાવ.

રશીયાનો વીપ્લવ એ માનવ ઇતીહાસમાં સઉથી મોટા બનાવોમાંનો એક છે. આખી દુનીયાના કામદારોને માટે એ સઉથી વધુ અને અગત્યનાં મહત્વનો છે. આખી દુનીયાના કામદારોએ કોઇ પણ રીતે એ વીપ્લવનું ખરૂં રહસ્ય અને અસ્તીત્વ જાણવાંજ જોઇએ. કમનસીબે, અત્યાર સુધી, મુડીવાળાઓ અને ખાસ કરીને લુટારૂ વર્ગના કાવત્રાંથી કામદારોના મોટા ભાગે એની સાચી અગત્યતા ગ્રહણ કરી નથી. ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકામાં એમજ બનવા પામ્યું છે, તેટલા માટે અમેરીકાના કામદારોને સાચી વસ્તુસ્થીતીથી જાણકાર કરવાને અને અત્રેની સંજાવર ચળવળની અગત્યતા તરફ જાગ્રતી લાવવાને "ફેડરેટેડ પ્રેસે" મને એક ટ્રેડ યુનીયનીસ્ટની દ્રષ્ટીથી રશીયન પરીસ્થીતી ઉપર એક લેખમાળા તઇયાર કરવાને મોકલ્યો છે. માટે હું જેમ જેમ પ્રવાસ કરતો જઇશ તેમ તેમ મારાથી બને તેવી સારી રીતે હું સોવીયેટ રશીયાની સંસ્થાઓ કામદારો શું વીચારે છે, શું કરે છે અને કેવી રીતે રહે છે તેમજ જુલમગારો સામે તેમની લડત અને તેમની ભવીષ્યની આશાઓ ઇ૦ વીષે વર્ણન કરીશ.

## કામદારોને ખાસ સુચના.

શરૂઆતમાં જણાવવું જરૂરનું થઇ પડશે, કે અમેરીકન ટ્રેડ યુનીયનીસ્ટોએ રશીઆ સામે વીરોધની જે કંઇ લાગણીઓ હોય તે બાજુએ મુકવી. આ વઇપ્લવીક દેશ વીષે તેઓએ જે કંઇ વાંચ્યું છે, અથવા સાંભળ્યું છે, તે હડહડતું જુઠું છે, અને તે રશીયન વીપ્લવ કે જે આ દુનીયાની સપાટી ઉપર કોઇ પણ કામદાર વર્ગે ઉપાડેલા ચળવળ કરતાં વધુ ડહાપણ ભરી અને વધુ અગત્યની છે, તેને નામોશી લગાડવા અને તેનાં હીતને ધોકો પહોંચાડવા ત્રતી વીપ્લવકારોએ તેના વીરૂદ્ધ ઝેરી વાતો ફેલાવવાની યોજનાનું પરીણામ છે.

## ભાડુતી છાપાઓ.

લુટારૂ વર્ગના ઉપર જીવનનો આધાર રાખનારાઓ અને ભાડુતી છાપાવાળાઓ કામદાર વર્ગની ચળવળોને કેવું ખોટું સ્વરૂપ આપે છે, અને હસી કાઢે છે, તે જોવું અમેરીકન ટ્રેડ યુનીયનીસ્ટોને માટે નવાઇ જેવું નથી. ખરી રીતે તો જે કંઇ આજે આપણે પ્રજામત તરીકે બહાર પાડીએ છીએ તે સમાચારો મુડીવાળાઓની યોજના પ્રમાણે તેમના મારફતેજ મળે છે, અને તેમનું લક્ષ એ હોય છે કે યેનકેન પ્રકારેણ સર્વ જાતની કામદાર સંસ્થાઓને બેઆબરૂ કરવી, પણ રશીયન કામદારોની સરખામણીમાં આપણો અમેરીકાનાં ભાડુતી જુઠાઓ સાથે તો અનુભવ કંઇજ નથી, તેઓની વીશાળ ચળવળ આપણી ચળવળ કરતા અગત્યતામાં અને વીશાળપણામાં સરખામણીમાં પણ ઉભી ન શકે તે તો આખી દુનીયાના મુડીવાળાઓના અસ્તીત્વને ધમકી આપી રહી છે, એટલે તેના પરીણામે મહા જબરો વીરોધ પણ ઉપસ્થીત થયો છે. લંગડા સમાજવાદીઓને દરેક દેશના જુઠા લોકોની યુક્તિ માટે દોડવું પડ્યું, રશીયાના સોવીયેટોની વીરૂધ્ધમાં દુનીયાને સમજાવવાની સઘળી યુક્તીઓ નીષ્ફળ ગઇ, તેઓ કામદારોને પણ એમ સમજાવવામાં ચુકતા ન હોતા કે તેમના નેતાઓ તો મનુષ્ય રૂપમાં મોટા રાક્ષસો છે, અને કે તેમનું સમાજ જીવન બરબાદ કરનાર વીપ્લવ તેમણે ઉભો કર્યો છે.

એનું એક પરીણામ તો એ આવ્યું કે રશીયા સીવાય બીજા દેશોના અસંખ્ય કામદારો આવાં જુઠાણાંથી છેતરાઇ ગયા અને તેમાં યુનાઇટેડ સ્ટેટસના કામદારો તો ખરેજ છેતરાયા, એમ પણ હું ફરીથી કહું છું. બીજા કેટલાક દેશોમાં તો કામદારોના મંડળો મુડીવાળાઓને પાઇ ગયા છે અને તેઓએ તો રશીયન કામદારોને તેમની નઇતીક લડતમાં મદદ કરવાના વચનો પણ આપ્યા છે, પણ આપણે એમ કર્યું નથી, આપણી ત્રેડ યુનીયન હીલચાલ પણ રશીયન વીપ્લવનો વીરોધ કરે છે, અને નામોશી ભરી દીલગીરી સાથે કહેવું પડે છે કે તેણે શાહીદારવાળા, મુડીવાળાઓનો આશ્રય લીધો છે, અને તેઓ એવા યુનીયનોનો નાશ કરવા માગે છે. મુડીવાળા-ઓની જાળમાં આપણે ફસાઇ ચુકયા છીએ. રશીયાની પરીસ્થીતી વીષે "ન્યુયોર્ક ટાઇમ્સ" નાં અને આપણા ખ્યાલોમાં કંઇ ફેર નથી, બલ્કે આપણા ખ્યાલો એવાં પત્રો માર્ફતજ બંધાયા છે.

એ વીષે આપણે પોતે પણ નીર્ણય કરવાની અને સત્યાસત્ય તારવવાની તસ્દી લીધી નથી. રશીયન વીપ્લવને પરીણામે ત્યાં આજે ખરી પરીસ્થીતી કયી પ્રવર્તે છે, તે જાણવાને આપણીજ એકલી અગત્યની મજુર હીલચાલ છે કે જેણે ત્યાં કોઇ કમીશન યથાર્થ નીર્ણય માટે મોકલ્યું નથી. એ બહુ દયાજનક છે એ એક જાતની નામોશી છે, અને હવે રશીયનો તરફ સહાનુભુતી દર્શાવવા અને તેમની લડતને ટેકો આપવા આપણે કામદારોની સંસ્થા ઉભી કરીને દુનીયાના કામદારોની સાથે એક તાર થઇ આપણે એ નામોશી દુર કરવા બહુ મોડું કર્યું.

## (૨)

(ફેડરેટેડ પ્રેસ માટે ખાસ લખાયલા લેખોમાંનો મી૦ ફોસ્ટરનો નીચે મુજબનો બીજો લેખ છે. રશીયન પ્રજાસત્તાક વિષે યુનાઇટેડ સ્ટેટસના કામદારોના મગજમાં અમેરીકન છાપાઓનાં જુઠાણાંના પરીણામે કેવા ખોટા ખ્યાલ ઘુસી ગયા છે તે પ્રથમ લેખમાં દર્શાવ્યું છે. અધીપતી 'ફેડરેટેડ પ્રેસ')

રશીઆમાં શું બનવા પામ્યું છે, તેનો સાર આ છેઃ—કામદારો અને ખેડુતોની સંસ્થાઓએ લુટારુ મુડીવાળાઓ અને જાગીર-

દારોને ઉથલાવી નાખ્યા છે, અને તેમનાં ઉદ્યોગો અને તેમની જમીન પોતે કબજે લીધાં છે. ખેતીમાં કામ કરવું તે પણ પોતાના લાભને ખાતર અને ઉદ્યોગો ચલાવવા તે પણ પોતાનેજ માટે તેમને કોઈને પણ વ્યાજ, ગણોત, ભાડું, કે નફો આપવો પડતો નથી. પોતાની મહેનતનું સઘળું ફળ તેઓ જાતેજ ભોગવે છે.

સમાજવાદની પધ્ધતી પ્રમાણે કંઈ પણ ઉત્પન્ન કરવું અને તેની વહેંચણી કરવી તેમાં બંદોબસ્ત જાળવવાને તેઓએ કામદારોનું રાજ્ય ઉભું કર્યું છે, જેનું રક્ષણ કામદારોનું લશ્કરજ કરે છે એમ ઉત્પાદન અને વહેંચણી એ બંને ઉપર તેમનો દરેક વીગતમાં અંકુશ છે.

આપણી રીતના મુળપાયારૂપ ગણાતા રાજ્યદવારી અને આર્થિક મહા ફેરફારથી રશિયાની દરેક સંસ્થાને અંગે કંઈ ને કંઈ ફેરફારો તો થયાજ છે. કોઈ સંસ્થાઓ નાબુદ થઈ તો કોઈને બીજું સ્વરૂપ અપાયું, તો કોઈમાં કંઈ બીજો ફેરફાર કરાયો ઇ. ઇ.

કેટલાક ટ્રેડ યુનિયનીસ્ટો મુડીવાદના ખ્યાલમાંજ ઉછરેલા હોવાથી મુડીવાળાઓ અને જાગીરદારોને હાંકી કાઢવાના વીચાર માત્રથી અને રશીયનોએ જેમ કર્યું છે તેમ તેમની મીલ્કત પણ પોતાને કબજે લેવાની કલ્પના માત્રથી ધ્રુજી ઉઠે છે! પોતાના યુનિયનો જે લડત ચલાવી રહ્યા છે તેની અને રશિયનોએ જે કર્યું છે, તેની વચ્ચે કોઈ પણ સરખામણીનો બિંદુ તેમને માલમ પડતું નથી. બાકી ખરૂં જોતાં તો બન્ને પધ્ધતિઓ એકજ છે, આપણા યુનિયનોનો એ હેતુ હોય છે કે મુડીવાળાઓ પાસે જેટલા મેળવી શકાય તેટલા હકો મેળવેજ જવા, પછી તે કેવા દરજ્જાના છે તે જોવાની કે તપાસવાની તો દરકારજ ન કરવી. રશિયાની કામદાર સંસ્થાઓ કામ તો એજ ધોરણે કરતી, પણ તેઓમાં અસાધારણ વધુ અક્કલ નીર્ણય, વ્યવસ્થા, અને શકતી હોવાથી તેઓએ વિકાસ કરતાં કરતાં આખરે પોતાના કહેવાતા શેઠોને સંપુર્ણ હરાવ્યા. આપણી માફક તેઓ નજીવા હકો મેળવવા માટે નહિ લડતા તેઓ એટલે સુધી પહોંચી ગયા કે એક ઝટકે તેઓએ પોતાના લુટારૂઓ પાસેથી સઘળા હકો છીનવી લીધા. ટુંકમાં

ણોના એ પ્રમાણે છે. રશિયાની અને અમેરિકાની કામદાર વર્ગની હીલચાલમાં ફરજ જો હોય તો તે તેના નિકાસક્રમમાં છે. તત્વતઃ બન્ને સરખા છે અને જો કોઇ ટ્રેડ યુનીયનીસ્ટ એમ કહે છે કે આગળ વધેલા રશિયાનો અને આપણુને કંઇ સંબંધ નથી તો મારે જણાવવું જોઇએ કે તે ખરેખર પોતે શું કરે તે સમજતો નથી.

અહિં જે વસ્તુસ્થિતિ જોવામાં આવે છે, તેનો લાંબો વિગતવાર આંકડાઓ સાથે હું રીપોર્ટ આપવાનો ઇરાદો રાખતો નથી. પણ હું ફકત તેનાં મુળ તત્વોજ ટાંકીશજ. હું દર્શાવવા માગું છું તે એ છે કે કોઇ નવાસવા આવનારને સોવિયેટ સમાજની નવી સંસ્થાઓ જોઇને એકદમ શા વીચાર ઉપજે. હું અમેરીકન કામદારોને જણાવવા ઇચ્છું છું કે હાલમાં સતા ભોગવતા રશિયન કામદારે ખોરાક, કપડાં રહેઠાણ, મોજમઝા, કેળવણી, રાજ્યતંત્ર, ઉદયોગ વ્યવસ્થા, મજુરી વ્યવસ્થા, પ્રજાકીય રક્ષણ ઇ૦ સવાલો કેવી રીતે ઉકેલી રહ્યા છે.

-રશિયન સમાજવાદીઓમાં શી શી નવાઇઓ ભરી છે, અને તેમને જોતાં શી શી અજાયબી ઉપજે તેતો શરૂઆતમાં તેમના દેશની સરહદ પર પગ મુકતાંજ અનુભવવામાં આવે છે.

રશિયામાં અત્યારે તાત્કાળીક વિપ્લવ થયેલો હોવાથી દેશમાં દાખલ થવું અજાણ્યાને માટે બહુ મુશ્કેલ છે. છુપા જાસુસો અને વીપ્લવની વીરૂધ્ધ કાર્ય કરનારાઓ તરફ બહુજ સચોટ અને જરૂરીઆતી ચેતવણી રાખવામાં આવે છે.

તેટલા માટે સોવિયેટ રશિયામાં દાખલ થવા ઇચ્છનાર માણસો જે દાખલ થવાનું મુખ્ય સ્થળ હોય ત્યાં થોભવું પડે છે, અને પોતે દાખલ થવાને માટે અરજી કરે છે, જે મોસ્કોની સરકારી ઓફીસમાં ચર્ચાય છે, ત્યાર બાદ જો, તેનું આગમન સંગીન કારણસર અને અગત્યનું માલમ પડે તો તેને દાખલ થવાની છુટ આપવામાં આવે છે. તેમ થયે તે રશિયન સોશીયાલીસ્ટીક ફેડરેટેડ સોવિયેટ રીપબ્લીકનો એકદમ મેમાન થઇ જાય છે, અને તેથી તે

જ્યાં સુધી રશિયામાં રહે છે ત્યાં સુધી તેનો ખોરાક, કપડાં, રહેઠાણુ, મોજમઝા, સલાહ ઇ૦ એક પાઇના ખર્ચ વગર પુરાં પાડવામાં આવે છે, પછી તે ગમે તેવા માણુસ હોય. ચાહે તો લેખક હો, પ્રપંચી હો, કોઇ મુડીવાળો હો, નવો સમાજ જોવા આવેલો કોઇ બળવાખોર કામદાર હો, અથવા ગમે હો. સર્વ પ્રત્યે એકજ જાતની વર્તણુક રાખવામાં આવે છે, કારણુ તે રશિયન સરકારનો મેમાન છે.

મુડીવાદવાળા દેશોમાં રહેનાર કામદારોને આ રીતભાત બહુ અજાયબીભરી લાગે પરંતુ સમાજવાદની પધ્ધતી પ્રમાણે એમજ થાય. સોવિયેટ રૂશિયામાં જીંદગીની જરૂરીઆતો મેળવવાને માટે એજ રીત છે. કામ કરીને મેળવી શકાય અથવા તો બક્ષિસથી, અને અલબત જેઓ દેશની ટુંકી મુલાકાત મુસાફરીએ આવ્યા હોય તેવાઓ પાસે સરકાર કામ કરાવવા ઇચ્છતી નથી.

## (૩)

(ફેડરેટેડ પ્રેસને માટે ખાસ લખાયલા લેખોમાંનો મી૰ ફોસ્ટરનો ત્રીજો લેખ નીચે મુજબ છે. આગલા લેખોમાં તેમણે વધુ નિશ્ચય દર્શાવનાર અને વધુ કેળવાયલા રશીયન ખેડુતો અને કામદારોના વિપ્લવ સંબંધી લક્ષ્યોની અમેરીકન ત્રેડ યુનીયનોના લક્ષ્યો સાથે સરખામણી કરી છે. (અધીપતી ફેડરેટેડ પ્રેસ)

રશીયાની મુલાકાતે ગયેલ માણુસ ગમે તેટલો શ્રીમંત હોય તો પણુ અને તે પોતાના સાધનો વડે ત્યાં રહેવા માગતો હોય તો પણુ તે ત્યાં રહી શકે નહી. એનું કારણુ એ છે કે દેશના સર્વ ઉદ્યોગો પ્રજાકીય કરી નાંખવામાં આવ્યા છે, અને તેથી જે લોકો કામ કરતા હોય (અથવા તો જે કોઇ સોવિયેટ પ્રજાસતાકના મેમાન હોય) તેમનેજ તેનો ઉપયોગ કરવાનો હક્ક છે.

આ કામદારોનું પ્રજાસત્તાક છે અને જે કોઇ ઉત્પાદક હોય તેને માટેજ સર્વ ખુલ્લું છે.

જો કોઇ કામ ન કરતું હોય તો તેનો પત્તોજ ન લાગે.

**નાણાંની બીલકુલ કીંમતજ નથી, તેનું કારણ એમ નથી કે લોકોને સરકારમાં વીશ્વાસ નથી, પણ સમાજવાદમાં નાણાંનું કંઇ કામજ પડતું નથી. પઇસા વડે તમે કંઇ પણ ખરીદી ન શકો.**

કોઇ મુસાફર પાસે પઇસા હોય અને તે હોટેલમાં જવા માગે તો પણ જઇ શકે નહી. કારણ કે હોટેલ બધી સરકારની માલેકીની છે, અને તેમનાં ઉપર સરકારનો અંકુશ રહે છે. ત્યાં કો ઇરેસ્ટોરાં પણ નથી કે જ્યાં તે જમવા જઇ શકે. દરેક કારખાના ઘર કે હોટેલને અંગે જમનારા અમુક કામદારોની વહેંચણીજ થઇ રહેલી હોય છે. પોતાને માટે તે કપડાં પણ ન ખરીદી શકે—કારણ કાપડ બનાવવું એ પણ પ્રજાકીય કરી નાંખવામાં આવ્યું છે અને કાપડની વહેંચણી પણ કામદારોની સરકારના હાથમાં છે.

તે પોતે કોઇ ન્યુસપેપર પણ ન ખરીદી શકે, કારણ કે ન્યુસ પેપરો પણ કામ કરનારનેજ એમજ આપવામાં આવે છે. તે કોઇ થીએટરમાં પણ ન જઇ શકે, કારણ કે એઠકોને માટે ટીકીટો વેચાતી મળતી નથી. કંઇ પણ નાટક એવું બીજું જોવા જવું હોય, ત્યારે કામદારો પોતાના યુનીયનના સેક્રેટરી પાસેથી વારા ફરતી મફત ટીકીટો મેળવી શકે છે. આટલું તો કલ્પનામાં આવી શકે છે, કે જો કોઇ મુસાફર ધનથી શ્રીમંત ન હોતાં અનાજ ઇ૦ થી શ્રીમંત હોય તો તે બધું મેળવી શકે ખરો, છતાં પણ એવા શ્રીમંતોને માટે પણ રશીયામાં રહેવું તો દુર્લભજ છે. તે ભલે કોઇ બીજા દેશમાં જઇને રહે. **સરકાર એમ નથી કહેતી કે તમે કામ કરોજ પણ ફક્ત તે એટલુંજ જણાવે છે કે જો તમે કામ નહી કરશો તો તમે ઉદ્યોગીક સંસ્થાઓનો લાભ નહી લઇ શકો.**

આ પ્રમાણે જીંદગીની ખાસ જરૂરીઆતની વસ્તુઓ ઉપર કામદાર સરકારનો અંકુશ હોવાથી પુટકળ દુકાનો ઉડીજ ગઇ છે, અરે, એમ કહેવું જોઇએ કે સર્વ બંધજ થઇ ગઇ છે. અત્યારે રશીયામાં ખાસ જોવા લાયક દેખાવ તો એ છે કે જુદી જુદી

જાતની ચીજોના હજારો સ્ટોરો હારબંધ રાખવામાં આવ્યા છે. પેટ્રોગ્રેડમાં અગાઉ જે નેવસ્કી બજાર બહુ વખણાતું હતું, અને જેમાં હજારો દુકાનો હતી તે આજે ખુલ્લાં મેદાન જેવું થઇ ગયું છે, અને કેટલાકને તો એ દેખાવ જોતાં રડવું પણ આવે છે. જે જે સ્ટોરો ખુલ્લા મુકાયા છે તે સઘળા ઉપર રાજ્યનો અંકુશ છે. હમણાં એક કાયદો સ્થાપવામાં આવ્યો છે જેને લીધે પ્રુટકળ ફેરીઆઓને ફરવા દેવામાં આવે છે. અંતર્ગત લડાઇઓથી અત્યારે રશીયામાં જીંદગીની જરૂરીઆતની વસ્તુઓનો દુકાળ છે. છતાં પણ જે જે સ્ટોરો છે તે તે તો કામદારો આગળ ખુલ્લાજ રાખવામાં આવ્યા છે. જો તમે રેલ્વેમાં મુસાફરી કરવા માગતા હો તો તમારે તમારાં યુનીયનના સેક્રેટરીને લખવું પડે, અને તે પછી તે તમારે માટે સઘળી સગવડ કરી આપશે. ટીકીટ ખરીદવા જેવું છેજ નહી. મોહલ્લાઓમાં, ગાડીઓમાં, કે ટેકસીમાં ફરવું હોય તો તમો કામદાર છો એવું સુચવતો પાસ બતાવો, ટપાલ નાંખવી હોય તો તે ટપાલની પેટીમાં એમને એમ નાંખી દો. સ્ટેંપ ચોડવાની બીલ્કુલ જરૂર રહેતી નથી.

આવી રીતનો સમાજવાદ જ્યાં આચારમાં મુકવામાં આવતો હોય ત્યાં મેં આગળ જણાવ્યું તેમ પઇસાની બીલકુલ જરૂર રહેજ નહી. અરે અહીંના કામદારો કેટલાય મહીનાઓ સુધી નાણાંની નીશાંની રૂપ એક પણ ટુકડો ગજવામાં રાખ્યા વગર ફર્યા કરે છે! તેમને નાણાંની જરૂરજ પડતી નથી. જો રશીયન સરકાર કોઇ વસ્તુ પુરી પાડી શકે નહી તોજ તેમને પઇસા રાખવાની જરૂર પડે.

જો કોઇ ખાસ અગત્યની અને જીંદગીની જરૂરીઆતની વસ્તુ હોય, અને તે રશીયામાં નહીં ઉત્પન્ન થતી હોય તો સરકાર પરદેશથી મંગાવીને લોકોને મફત વહેંચી આપે છે. હું જ્યારે રશિયામાં દાખલ થતો હતો ત્યારે મારી સાથે સોવિયેટ પ્રજાસત્તાકના બે માણસો એસ્થોનીઆથી આવતા હતા. જેવા તેઓ રશિયાની સરહદમાં દાખલ થયા કે તરતજ તેઓએ પોતાની પાસે

કંઇ ભંડોળ હશે તે ફેંકી દીધું અને મને કહેવા લાગ્યા કે રશીયામાં અમને એનું કામજ પડતું નથી.

હું રશિયામાં એક અઠવાડીયું થયાં આવ્યો છું. હું પાસે કંઇપણ નાણું રાખતો નથી, છતાં હું કેટલીયવાર નાટકો જોઇ આવ્યો છું, અને દરેક રીતે મોજમઝા ભોગવું છું.

અહીં અમુક જાતની હલકી ચલણી નોટો ચાલે છે, પણ નવા સમાજીસ્ટો તો તેના તરફ ધીકકારની નજરે જુએ છે. તેઓ તેને પોતાના દુશ્મન મુડીવાદનું ચીન્હ ગણે છે, અને કામદારોને હંમેશને માટે ગુલામગીરીમાં રાખવાને કોઇ મનુષ્યે કાતીલમાં કાતીલ હથીયારરૂપી નાણાંના ચલણની શોધ કરી છે એમ માને છે. મેં એક જણને પુછયું કે સમાજવાદના વીરોધીઓજ નાણાં રાખતા હશે તેનું કેમ? મને જવાબ મળ્યો કે જો કોઇ નાણાં રાખતો પકડાયો તો તેને સખ્ત સજા કરવામાં આવે છે અને હવે એવી ચલણી નોટો છાપવાની સરકારી છાપખાનાને તસ્દી મટી ગઇ છે. **પ્રભુરૂપ મનાતી લક્ષ્મીનો રશીયાએ નાશ કર્યો છે.** મુડીવાદનો નાશ થતાં થતાં કયાંયેક હજી પઇસા રહી ગયા હશે એમ આશા રાખવામાં આવે છે, કે જ્યારે નવો સમાજ લડાઇ તેમજ બીજી મુશ્કેલીઓમાંથી ફારેગ થશે ત્યારે કામદારોને સર્વ જાતની સગવડો પુર્ણ રીતે મળશે. તેમ થશે ત્યારે પ્રુટકળ ફેરીયાવાળું ખાતું બીલકુલ નીકળી જશે અને ચલણી નાણાંની સીસ્ટમ જેવી તેવી છે તેનો પણ સંપુર્ણ નાશ થશે.

## (૪)

(ફેડરેટેડ પ્રેસ ને માટે મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરને જે લેખમાળા લખવા માટે ખાસ મોકલવામાં આવ્યા છે, તેમનો આ ચોથો લેખ છે. આધુનીક રશીયાની સામાજીક સ્થીતી વીષે અગાઉ જણાવવામાં આવ્યું છે. અધિપતી ફેડરેટેડ પ્રેસ).

વર્તમાન પત્રોના મર્યાદીત કોલમમાં હું હવે રશીયન સરકારના બંધારણ ઉપર ટુંક વૃત્તાંત આપીશ.

આપણે સૌથી ખાસ અગત્યનું જાણવાનું છે તે એ છે કે નવા રશીયન સરકાર તે કામદારોનું પ્રજાસતાક છે. બંધારણમાં તેનો મુદ્રા લેખ એ છે કે "જે કોઇ કામ કરે નહી તે ખાય પણ નહી" જનસમુહની સ્થીતીનું ધોરણ "કામ" ઉપર આંકવામાં આવે છે. ૧૮ વર્ષની ઉમર ઉપરના સર્વ સ્ત્રી પુરૂષોને પછી તે સોલ્જર હોય કે કામદાર હોય (મગજનું કે હાથનું કામ કરવાવાળા હોય, ગામડાંના કે શહેરના હોય) તેમને મતાધીકારનો હક હોય છે, અને તેઓ કોઇ પણ લાયક ઓધ્ધો ભોગવી શકે છે. મુડીવાળાઓ અને બીજાઓ જે કામદારોની મજુરી પર જીવે છે તેમને મતાધીકાર નથી હોતો તેમ તેઓને રાજ્યતંત્રમાં પણ ભાગ લેવા દેવામાં આવતો નથી.

અમેરીકાના કામદાર પક્ષના કેટલાક નેતાઓ આ વાત જાણીને ગભરાઇ ગયા છે, અને ફકત તેટલાજ માટે તેઓ રશીઅન પ્રજાસતાકનો તીરસ્કાર કરવા લાગ્યા હતા. આવી જાતના સમાજવાદીઓ માટે તેઓ અમુક જાતની વર્તણુક સુચવતા હતા, પણ તેઓ એક સાચી બીના તરફ તો નજર નાંખવાનું ભુલીજ જાય છે, કે આવા કહેવાતા મુડીવાદી પ્રજાતંત્રમાં કેટલાકે ઉપયોગી કામદારો જેઓ મતાધીકારને માટે લાયક હોય છે, છતાં તેઓને મતાધીકાર હોતો નથી, મતાધીકારને માટે તેઓએ એવા હાસ્યજનક પ્રમાણપત્રો રાખ્યાં છે જેવાં કે અમુક જાતીનોજ જોઇએ, અમુક મીલ્કતવાળો જોઇએ ઇ. ઇ. કે જેથી લાખો કામદારોનો આ પ્રજાસતાકમાં અવાજ નથી અને કામદાર પક્ષની આટલી હીલચાલ અને આટલી લડત ન થઇ હોત તો કોણ જાણે છે કે મતાધીકારનો હક ફકત મીલ્કતદારોનેજ માટે ન રહયો હોત?

વિપ્લવકારક રશીયન કામદારોને માટે હવે આવા જાતના લાલચો કામજ નથી લાગતી. તેઓએ મુડીવાળાઓનું માપ કાઢયું છે. મુડીવાળાઓને જેઓ પોતે પોતાની પદવી શ્રેષ્ટ રાખવા માટે કંઇ પણ કરવા પાછું ફરીને જોતા નથી અને જેઓ એક અપ્રમાણિક લુટારૂઓની ટોળીમાંના છે—તેઓ જેવા છે તેવીજ રીતે તેમને ઓળખી ગયા છે.

માટેજ કામદારો તો તેમને એલાન કહે છે કે તમે સામ્યવાદના વીરોધી છો અને જો તમે ખરા ગ્રહસ્થો જેવું જીવન ગાળવા માગતા હો તો તમે તમારી આવી બુરી ચાલચલગત છોડી દો, અને તમારી પોતાની આજીવીકાને માટે કંઇ કામ કરો અને જો તમે તેમ કરવા રાજી ન હો તો તમને સામાજીક અને રાજ્યદ્વારી પારીઆ (ઢેડ) જેવા ગણવામાં આવશે.

સોવિયેટ રાજ્યબંધારણ નીચે મુજબ છે:—

The foundation of the whole Russian governmental system is founded by the local Soviets. These exist in all the cities, towns and villages. They are made up of representatives of the three great branches of the Russian working class; workers, peasants and soldiers. There are no general elections as Americans understand the term. The workers select their Soviet representatives directly at their work places, the peasants theirs at the villages, and the soldiers theirs in the barracks. Officials and delegates may be recalled at any time by those who elected them.

The work of the local Soviets is to supervise the social, political and industrial life of the people within their respective jurisdictions, bearing in mind, of course, the superior authority of higher governmental organs. The scope of their activity ranges from the simple work of a village Soviet to the complex tasks of the great city Soviets. In Moscow, for instance, the Soviet consists of 21 departments, as follows: Justice. Finance. Military, Postal, Industry, Fuel, Food (securing of supplies), Land, Compulsory Labor, Public Service (water, lights street cars, etc.), Education, Labor, Health, Social Welfare, General Management (police, prisons, marriages, deaths, etc.), Statistical Workers' and Peasants' Control (supervisory, Transporation, Building Food (distribution), Extraordinary Commission (prevention of counter revolutionary activities, etc.). All these departments are sub-divided into bureaus which specialize in the thousand and one activities that go to make up the life of a great modern city.

By a complicated process, impossible to detail here, the local Soviets, both urban and rural, pyramid themselves together securing organization and homogenity to correspond with the various geographical, industrial and political divisions of the country. Thus Soviets extend over the volosts, districts, governments and regions, which roughly paralled our wards, countries, congressional districts and states. Each of these organizations oversees the activities in its particular sphere limited naturally by the functions of the Soviets above and below it. In every case the higher form of organization is created by massing together representatives directly selected from the membership of the one just below it. The recall principle prevails at all stages of the governmentat structure.

The general Soviet system secures unified national expression through the All-Russian Congress of Soviets. This is the supreme governmental body of the Russion Republic. It meets approximately every six months. Between congresses business is conducted by the Central Executive Committee, which is composed of 550 members elected from among the general delegation of the All-Russian Congress of Soviets.

The Central Executive Committee in turn, elects from its ranks the Council of Peoples' Commissioners to actually superintend the carrying on of the business of the country. There are eighteen of these commissioners, to correspond to the following departments: Foreign Affairs, War, Marine, Interior, Justice, Labor. Social Insurance, Education, Posts and Telegraph, Nationality Affairs (the Russian republic is a federation of many nationalities), Finances. Transpor-

tation, Agriculture, Commerce and Industry, Provisioning, Control of the Government (supervision) Supreme Economic Council, Public Hygiene. The work of, the Council, People's Commissioners is subject to the veto of the Central Executive Committee, which together with the Council of Peoples' Commissioners, and all other government bodies is, responsible to the All-Russian Congress of Soviets.

In the United States we see the ridiculous spectacle of thousands of legislators making laws all over the country, and a handful of old fogies in Supreme Court calling them unconstitutional. There is no such nonsense in Russia. Once the workers' government has spoken, that settles the matter.

There being no other government based upon the same lines as that of Russia, it is therefore difficult, without considerable elaboration, to convey an idea of the powers of the respective superior organizations and officials. It may be said, however, that the chairman of the Central Executive Committee (Kelenine) occupies approximately the same position in The Russian government as he President does in the French government. In fact, he is often called the President of Russia.

The Council of Peoples' Commissioners is equivalent to a cabinet. (Lenine may be denominated the Prime Minister of Russia.) And. as in France and many other countries, so in Russia, the Prime Minister, being closely identified with and highly responsible for the policies of the government, is a bigger figure than the President of the country.

Many writers have sought to convey the impression that the Soviets are structures peculiarly Russian in character. But this is not the case. The fact is

that there was very little understanding of them or propaganda made for them before they sprang up almost spontaneously during the big revolutionary upheaval of 1905. They are very different organizations from the village "mir," which has been pointed out as their progenitor. They develop naturally in a revolutionary situation, just as central labor councils do in every capitalisst country, even though the men forming them have little or no knowledge of each others' experience.

For a working class which has been broken with capitalism, and which finds itself on the road to power, it is a perfectly logical, if not inevitable procedure to discard the old state machinery, to cast off all parasitic elements and to select its governmental representatives directly from the workshops, fields and barracks. That the workers in other countries have not got the Soviet idea stronger is due chiefly to the fact that, unlike the Russian workers, they have not yet been faced by real revolutionary crises. Where they have approached such crises, notably in the Paris Commune, the tendency to create Soviets has been clearly manifested.

The Russian Soviets, although they have many admitted faults, provide the workers with the governmental mechanism much more flexible and responsive to their will than any democracy based on bourgeois principles. Of course the Soviets are highly unsatisfactory to the remnants of non-producing elements still hanging on here, but then, in this country, no one is disturbed over that. The interests of the workers are being taken care of, and in Russia that's all that matters.

(૫)

(રશિયાની સ્થીતી જેવી દેખાય તેવીજ લખવા માટે મી૦ વાલીયમ ઝેડ ફોસ્ટરને ખાસ રશીયા મોકલવામાં આવ્યા છે. "ફેડરેટેડ પ્રેસ" જે માટે તેમણે લખેલા લેખોમાંનો આ પાંચમો છે. રશીયામાં વીપ્લવ થયા બાદ ત્યાંનું અંધારણ કેવી રીતે ફરવાયું તેજ આગલા લેખોમાં વર્ણવાઇ ગયું છે. અધીપતી ફેડરેટેડ પ્રેસ.)

જે કારણોથી અને જે બનાવોથી રશિયાનું પ્રખ્યાત વીપ્લવકારક "રેડઆર્મી" ઉભું થયું તે જાણુવાને માટે આપણે ઝારનું લશ્કર શી રીતે તુટી ગયું તે પ્રથમ જાણવું જોઇએ. પ્રથમ વીપ્લવ એટલે ઇ. સ. ૧૯૧૭ ના ફેબ્રુઆરી માસથીજ આ મહાન લશ્કરમાં ફાટફુટ થવા લાગી હતી. રાજ્યદવારી નાશકારક લડાઇઓથી કંટાળીને લાખો કામદારો અને ખેડુતો બળવો કરીને સરકારી લશકરની નોકરી છોડી છોડીને જવા લાગ્યા. અને ઝારની સત્તા તુટવા સાથે તો આ લશકર લગભગ બધુંજ વીખેરાઇ ગયું. જો કે કેરેન્સ્કીની સરકારે આ લશકરને જાળવી રાખવા બહુ મહેનત કરી તો પણ એપ્રીલ માસના સુર્યના તાપથી જેમ બરફ ઓગળી જાય તેમ જુનું લશકર બધું ચાલી ગયું. લાખો સોલ્જરો તો નોકરી છોડતી વખતે પોતાની પાસે જે કાંઇ હથીયારો હતાં તે પણ બધાં સાથેજ લઇ ગયા. આમ થવાથી કેરેન્સ્કીની લડાયક આકાંક્ષાઓ પડી ભાંગી અને તેની પડતી થઇ.

આવા લાખો બંધી સોલ્જરો એકાએક લશકરમાંથી નીકળી જઇ પોતાને ઘેર જવા લાગ્યા, એવો બનાવ ઇતિહાસમાં સહુથી વધુ ધ્યાન ખેંચનારો છે. કેટલાકોને તો પોતાને ગામ ઘેર જવા બાર ચાર પાંચ હજાર માઇલ જેટલું ચાલીને જવું પડ્યું હતું. રસ્તે તેઓએ શું ખાઇને દીવસ કાઢ્યા તે તો તેઓજ જાણે. તેમને માટે રેલ્વેના રસ્તાઓ પણ બંધ હતા. જો કોઇ રેલ્વે ટ્રેન છુટતી તો તે ખરેખર જોવા લાયકજ થઇ પડતું. ગીરદીની તો વાતજ ન પુછવી ગાડીની અંદર, બહાર, ઉપર, નીચે અને જ્યાં પણ મનુષ્ય જાત લટકી શકે એવી તમામ જગ્યાઓથી ગાડી ચીકાર

થઇ જતી તેમાં મોટી સંખ્યા મરી પણ ગઇ. ગાડીનું છાપરૂં તુટી પડવાથી નીચે અંદર બેઠેલા પણ કચડાઇ જતા. રેલ્વેમાં રસ્તે આવતાં ટનલો અને પુલોમાં પડવાથી હજારો મરણ શરણ થયા. આખો બનાવ એક ભયંકર સ્વપ્ન જેવોજ હતો.

આમ જુનું લશકર એકાએક અદ્રશ્ય થવાથી બંદોબસ્ત જાળવવા માટે અને નોકરશાહી પ્રતી-વીપ્લવકારો ને દબાવવા માટે લશકરની પાછી મોટી જરૂરત ઉભી થઇ. આ વખતે પ્રખ્યાત "રેડ-ગાર્ડો" અસ્થીત્વમાં આવ્યાં. આ રેડ-ગાર્ડોમાં કેટલાક કારખાનાના માણસો તેમજ કેટલાક દુકાનના ગુમાસ્તાઓ તેમજ જુનાં લશકરના કેટલાક માણસો હતાં. રેડ-ગાર્ડો સંખ્યામાં થોડા, અવ્યવસ્થિત, પુરાં હથીયાર વગરના અને બીન કેળવાયલાં હોવા છતાં તેઓએ કેટલીક સખ્ત લડાઇઓમાં સુરાતન બતાવીને જે જીત મેળવી આપી હતી તે બહુજ પ્રશંસાને પાત્ર છે. રેડ-ગાર્ડો કામદારો તરફ બહુ સહાનુભુતી દર્શાવતા અને ઇ. સ. ૧૯૧૭ ના ઓકટોબર માસમાં "બીજા વીપ્લવ" વખતે કેરન્સ્કીની સત્તા તોડવામાં તેઓએ બોલ્શેવીકોને બહુજ કીમતી મદદ આપી.

સોવીયેટ સત્તાવાળાઓએ રેડ-ગાર્ડોની વીરતા સાથે અપુર્ણતાઓ પણ જોઇ, પણ તેઓ પણ તેમની સ્થીતી સુધારે એવી સ્થીતીમાં તે વખતે ન હોતા, મુડીવાદમાં માનનારી આખી દુનીયા રશીયા સામે થઇ હતી. કેટલીક ખુનખાર લડાઇઓ પણ થઇ ચુકી. અને તેમની સામે ટકકર લેવાને માટે એક મહાન જબરૂં લશકર તો જોઇએજ. રેડ-આર્મીને સુધારવાની યોજનાઓ થઇ. રેડ-ગાર્ડો કરતાં તેમની વ્યવસ્થા તદન જુદીજ ઢબથી કરવામાં આવી. અને તેમની વ્યવસ્થાનો કારભાર બધો લડાઇ ખાતાંના કમિશનર લિઓં ત્રોટસ્કીને સોંપવામાં આવ્યો.

નવા રેડ-આર્મીની વ્યવસ્થાનો પ્રશ્ન બહુ કઠણ ભાસ્યો. આખી દુનીયાના લશકરી લેખકોને તો તે ઉકેલ અશકયજ લાગ્યો. આપણે એ સંબંધી કેટલીક મુશકેલીઓનો વીચાર કરીશું.

પહેલો સવાલ તો એજ હતો કે લશકરી નોકરી ફરજ્યાત કરવી કે નહી. રાજશાહી લશકરીવાદના તેમના કડવા અનુભવે ગમે તેને પગાર આપી રાખી લેવા એ તો તેમને ન પરવડ્યું. માટે રેડ-ગાર્ડો સ્વયં ઇચ્છાથી આવ્યા. પણ તેથીય ગાડું ચાલ્યું નહી. લોકો મોટી મોટી લડાઇઓ લડીને કંટાળી ગયા હતા, અને તે લડાઇઓની અસર એ નીપજી કે શહેરમાં રહેનાર કારીગર વર્ગ નષ્ટ થવા લાગ્યો. રશીયાના તે વખતે ઉસ્તાદ કારીગરો અને કામદારો રહેંસાઇ ગયા હતા, અને તેથી રશીયાને હજી પણ બહુ સખ્ત રીતે સહન કરવું પડે છે. અને જે લડાયક નહી હોય એવા લોકો દાખલ થાય, અને તેઓ અણીને વખતે ખાઇ પીને કપડાં હથીયાર લઇને ભાગી જાય.

આવી પરીસ્થીતીમાં ખાસ લડાયક બળ કેમ ઉભું કરવું તે ખરેખર અશકયજ દેખાય, અને જો કોઇ ઉપાય માલુમ પડે તો રશીયન નેતાઓ તે અજમાવ્યા વગર રહે તેમ પણ ન હોતું. એટલે ફરજીયાત લશકરી પધ્ધતી કાઢી નાખીને તેઓએ વીપ્લવના બચાવને માટે પછાત વર્ગના લોકોને લીધા કે જેઓ પોતાના હીતને માટે ચાતુરીથી અને શૌર્યથી લડે. કામદારોના મોટા સમુહને તેઓએ પોતાના હીતને માટે લડવું, અને પોતાના માલેકોના હીતને માટે લડવું એમા શો તફાવત છે તે બરાબર સમજાવ્યું. આ ઉપરથી રેડ-આર્મી ફકત ફરજીયાત ઉત્પન્ન થયેલું ગણાય. સાચા સોલ્જરો થવાને માટે કામદાર અને ગરીબ ખેડુતો સિવાય બીજા કોઇને લેવામાં આવતાં નહી. શ્રીમંતના દીકરાઓ અને કેટલાક શકમંદ શહેરીઓને છાવણીની આજુબાજુ મજુરીનું કામ કરવાજ રોકવામાં આવતાં.

(૬)

(ફેડરેટેડ પ્રેસ તરફથી રશીયા ખાસ મોકલવામાં આવેલ વીલીયમ ઝેડ-ફોસ્ટર કામદારોના પ્રજાસત્તાક અને સોવીયેટ સિધ્ધાંતના રક્ષણને માટે રેડ-આર્મીને સહન કરવી પડેલી મુશ્કેલીઓ વીશે આગળ જણાવી ગયા છે. નીચે મુજબ તેમનો ૬ ઠો લેખ છે—અ૦ ફે૦ પ્રે૦)

રેડ-આર્મીના સંબંધમાં બીજી જે મુશ્કેલી ઉભી થઇ તે એ હતી કે લશ્કરના ઉપર હકુમત અને અંકુશ કેવી જાતના રાખવામાં ઝારના વખતમાં તો લશ્કર અને અમલદારો વચ્ચે બહુજ ખુશરા હતી. અમલદારો બહુ આપખુદ હતા, અને સોલ્જરો ઉપર જુલમ ગુજારતા એટલે આ વીપ્લવ-વખતે એક ખાસ જરૂરીઆત ઉભી થઇ કે લશ્કરને પોતાના અમલદારો ચુંટી કાઢવાનો હક જોઇએ તેમને એ હક મળ્યો. પણ પરીણામ એ આવ્યું કે બધે નીતિ-ભ્રષ્ટતા અંતે ગુંચવાડો ઉભા થયા. સાધારણ નિયમનો તો નાશ થયો, અને સોલ્જરોની ટુકડીઓ તો વાદવિવાદ કરનારી સભાઓ જેવી થઇ ગઇ. અમલદારો ચુંટાયા ઇ૦ બધું થયું પણ તે ઢંગધડા વગરનું. લશ્કરી ટુકડીઓ ઉપર હુકમ મોકલાય, ટુકડીઓ કાંઇ કાર્ય અશકય બતાવી વીરોધ દર્શાવે, ધસવું કે પાછા હટવું મુલતવી રહે અને પ્રગતિ અટકી અને યુધ્ધકળાને મોટો ધોકો પહોંચ્યો, બલ્કે નહિ જેવીજ રહી.

એ પધ્ધતિની નિર્બળતા બહાર પડી આવી. તેઓએ અલબત એટલું તો કબુલ કીધુંજ કે એ પગલું તદન કુદરતી અને વ્યાજબી હતું. છતાં પરીણામ ઇચ્છાજોગ ન આવવાથી સરકાર અમલદારો ચુંટે. કામદાર લશ્કરના હકને એમાં કોઇ જાતનો ધોકો પહોંચશે નહિ, પણ ત્યારે હવે અમલદારો લાવવા કયાંથી? કામદારો તો આધુનિક લડાઇની યુકિત પ્રયુકિતઓથી અજાણ હતા. ઝારના વખતના જુના અમલદારો રખડતા હતા, અને તેઓએ નવાં લશ્કરમાં જોડાવા ખુશી બતાવી પણ તેમનો વીશ્વાસ થાય તેમ નહોતું. તેમની સામે અણગમો પણ તેટલોજ હતો, છતાં આખરે તેમાંના કેટલાકને રાખ્યા પણ તેમની સતાને હદ મુકી કે લશ્કર સીવાય બીજી કોઇ બાબતોમાં તેઓ માથું મારી શકે નહીં. તેમની ઉપર દેખરેખ રાખવા સોવિયેટ કમિશનરોને મુકયા. જેઓ લડતનો રાજ્યદવારી ભાગ બરાબર ભજવે. તેઓએ સોલ્જરોને કેળવણી આપી અને વિપ્લવનો હેતુ બરાબર સમજાવ્યો. સરકારના હુકમ બરાબર જળવાય અને વિપ્લવ વિરૂધ્ધ કોઇ પણ હીલચાલ પ્રસરે નહિ તે ઉપર તેઓ બરાબર નજર રાખતા. જો કોઇ અમલદાર

સોવિયેટ સરકાર વિરૂધ્ધની પ્રવૃત્તિની જરા ઝાંખી પણ બતાવતું તો તેના તો ભોગજ ફરી વળતા.

મુળ યોજના એ હતી કે જુના અમલદારો પાશેથી યુધ્ધકળા સંપુર્ણ શીખી લેવી, અને તેને કોઇપણ જાતની ખરી સતા આપવી નહિ, અને એ યોજના એવી તો આબાદ રીતે પાર પાડવામાં આવી છે કે આજે કામદાર વર્ગનું કેળવાયલું, શુરવીર ભરોસા-લાયક લશ્કર અસ્તિત્વમાં આવ્યું છે. અત્યાર સુધી રાજ્યકર્તા વર્ગ એવો ફાંકો રાખતો હતો કે યુધ્ધ કરવાના જ્ઞાનનો ઇજારો તો અમેજ લીધો છે, તેમનો ફાંકો પણ તુટી ગયો. અત્યારે સોવિયેટ લશ્કરી અમલદારો જણાવે છે કે જો તેઓએ એ યુકતી વાપરી ન હોત તો તેઓ છેલ્લી હબનું લશ્કર ઉત્પન્ન ન કરી શકયા હોત. "રેડ–આર્મી" જ્યાં જાય ત્યાં વીજયપતાકા ઉડાવે અને રશીયાના સંખ્યાબંધ દુશ્મનોને ઠેકાણે પાડયા.

અમેરીકાના વીપ્લવ વખતે આપણે લશકરી પધતી માટે ગોથાં માર્યાં કરતા હતા પણ આ લોકોની મુશ્કેલી આગળ તો આપણી મુશ્કેલીઓ કુછ બીસાતમાં ન હોતી.

અત્યારે તો રેડ–આર્મી સતા અને બળમા બહુ અદભુત છે. સંખ્યામાં એ કેટલું છે, તે તો ખબર નથી પણ આખી દુનિયામાં એની વ્યવસ્થા પ્રથમ પંક્તિની છે અને તેનું બળ પણ તેમજ છે. રેડ–આર્મી તે બીજા સાધારણ લશ્કરો જેવુંજ છે, એમ સાબિત કરવાને રશિઆના દુશ્મનો ઘણું મથ્યા છે પણ આખરે નાસીપાસ થયા છે. મુડીવાદવાળી સરકાર અને સોવિયેટ સરકારમાં જેટલો ફરક છે તેટલોજ ફરક મુડીવાળી સરકારનાં લશ્કર અને રેડ–આર્મી વચ્ચે છે. રેડ–આર્મીનો આત્મા બીજા દેશોનાં લશ્કરો સમજી શકે નહિ.

અમલદારો અને સોલ્જરો વચ્ચે ભાઇચારો એવો છે કે તેઓ એકજ જાતનો ડ્રેસ પહેરે છે, અને એક બીજાને "કોમરેડ" કહીને સંબોધે છે. રેડ–આર્મી એ લોકોનુંજ બનેલું અને લોકોનુંજ રક્ષણ કરતું લશ્કર છે.

રેડ—આર્મી એવું તો બળવાન છે કે અફ્રેદ–યુરોપીયન લશ્કર તેની સામે કદી ટકી શકેજ નહી.

રેડ—આર્મીની એક ખાસ ખુબી નીચે મુજબ છેઃ—

અફ્રેદ યુરોપીયનોનાં લશ્કરની સામે તેઓ લોખંડી બળથી થાય છે તે ઉપરાંત તેઓ ઉપદેશક પણ જબરા છે. જે કેદીઓ પકડાય છે તેમને સારી રીતે ખવડાવવામાં આવે છે, મેમાનગીરી કરવામાં આવે છે, અને કામદાર સરકારનું રાજ્ય કેવું ઉતમ છે, તે તેમને ફેરવીને બતાવવામાં આવે છે, અને તેમને કેળવણી આપવામાં આવે છે અને પછી પાછા તેમને પોતાને દેશ પણ મોકલી દેવામાં આવે છે. એ ઉપરાંત જથાબંધ સાહીત્ય પ્રસીધ્ધ કરવામાં આવે છે, જે દુશ્મનોનાં લશ્કરમાં મફત વહેંચવામાં આવે છે. તેઓને તેમના માલેકો કેવી રીતે ઠગે છે અને લડવામાં તેમનો પોતાનો કંઇ હેતુ નથી એમ તેમને સ્પષ્ટ સમજાવવામાં આવે છે, આનું પરીણામ બહુ અસરકારક આવે છે. દુશ્મન પક્ષના સોલ્જરો જેમાંના મોટે ભાગે કામદારો હોય છે તે તરત સત્ય પરિસ્થિતી સમજી જાય છે, અને તેઓ પોતાના રશિયન ભાઇઓ સામે લડવા ચોખ્ખી ના પાડે છે. આવા બનાવ તો અનેકવાર બન્યા છે. રેડ—આર્મીનો સાઇબીરીઆમાં જે બનાવ બન્યો છે તે જોતાં તો અમેરિકન ટુકડીઓ પણ તેમની સામે ટકી શકી નહી.

ટુંકમાં, એટલુંજ કે રશીયન મહાન વીપ્લવનું રક્ષણ કરવા માટે તદન લાયક અને એક જાણવાજોગ યોજના તો રેડ–આર્મીનીજ છે.

(૭)

(રશિયાની સત્યપરિસ્થિતિ જોઇને તેના ઉપર લેખો લખવા અમેરિકાના "ફેડરેટેડ પ્રેસ" મી૰ વીલીયમ ઝેડ ફોસ્ટરને મોકલેલા તેમનો સાતમો લેખ નીચે મુજબ છે. નવા પ્રજાસતાકને ટકાવી રાખવા માટે સોવીયેટોને શી શી મુશ્કેલીઓ નડી હતી તેનો ઉલ્લેખ આગલા લેખોમાં આવી ગયો છે. અ. દે. પ્ર.)

રશિયા વિશે જેટલાં જુઠાણાં ફેલાવવામાં આવ્યાં છે તેમાંનું એક સઉથી ભયંકર જુઠાણું તો એ છે કે સોવિયેટ રાજ્યતંત્રમાં ત્રેડ યુનીયનોની કંઇ સત્તા અને અગત્યતા નથી. કામદાર વર્ગના કેટલાક આગેવાન નેતાઓ પણ એ જુઠાણાંથી ભરમાઇ ગયા છે. સત્ય હકીકત એનાથી તદન બરાબર ઉલટી છે. સાચી વાત તો એ છે કે આખાં સોવિયેટ રાજ્યતંત્રનો પાયોજ ત્રેડ યુનિયનો ઉપર રચાયો છે. જો ત્રેડ યુનિયનોનો ટેકો અને સહકાર ન હોય તો સોવિયેટ રાજ્યતંત્ર એક પળમાં તુટી જાય. અત્રે સર્વ લોકો આ વાતનો બહુ પ્રમાણિકપણે સ્વીકાર કરે છે.

રશિયન ત્રેડ યુનિયનોની હીલચાલ હંમેશાં જીવતીજાગતી છે. હાલમાંજ અહિં ઓલરશિયન યુનિયનોની મહાસભા મળી હતી જેમાં હું પણ સદભાગ્યે હાજર હતો. ત્યાં ઉપરની વાતની સત્યતા સ્પષ્ટ જણાઇ આવતી હતી. મજકુર સભામાં રશિયા સંબંધી સર્વ મુસ્કેલ સવાલો જેવા કે સામાજીક, રાજ્યદવારી, આર્થિક ઇ. બરાબર ચર્ચાયા હતા અને એ સભાઓ એટલી બધી અગત્ય-તાની ગણાતી હતી કે રશિયાના મહાન પુરૂષો જેવા કે લેનીન, ગોરકી વિગેરે વિગેરેને પણ હાજરી આપવી પડતી હતી, અને તેનાં કામકાજમાં ભાગ લેવો પડતો હતો. લોકોનો ઉત્સાહ તો અપુર્વ હતો. જે થિયેટરમાં સભા મળી હતી તેની ટીકીટ પણ મળવી બહુ મુસ્કેલ હતી. સભાસ્થાન આગળ લોકોની ઠઠ જામી રહેતી, સભામાં ૮૪,૮૫,૮૦૦ સભાસદોના ૩૧૦૫ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

લોકોનાં ટોળાંને બંદોબસ્તમાં રાખવા માટે સભાસ્થાન આગળ રેડ—આર્મીના સોલ્જરોની લાઇન ઉભી થઇ ગઇ હતી.

સભાનું કામકાજ ચાલતું હતું તે વખતે પ્રમુખ અને બીજા આગેવાનોને ખબર મળી કે સભામાં બેઠેલા કેટલાક ડેલીગેટો પોતાનાં કાર્ડો બહાર મોકલતા હતા કે જેથી તેમના દોસ્તો કાર્ડ બતાવી અંદર દાખલ થઇ શકે તેથી એકદમ ગોટાળો થયો. આવી જાતની રીતભાતની અટકાયત કરવા માટે પ્રમુખસ્થાનેથી હુકમ

નીકળ્યો કે જ્યારે સભા બરખાસ્ત થાય ત્યારે હોલ છોડતી વખતે દરવાજા ઉપર સઘળા ડેલીગેટોએ કાર્ડ બતાવવા, જો કોઇ પાસે કાર્ડ નહી હશે તો તેને પકડવામાં આવશે.

આ ઉપરથી જાણવા લાયક જે છે તે એજ છે કે રશિયન ત્રેડ યુનિયન કન્વેન્શન બહુ અગત્યનું કામ કરે છે અને તેમાં હાજરી આપવાની લોકોની ઇંતેજારી એટલી બધી હોય છે કે તેમને પકડાવાનો કે જેલમાં જવાનો પણ ડર નથી રહેતો. આપણા અમેરીકન કામદાર મંડળોની એના આગળ કંઇ ગણત્રી નથી. આપણે ત્યાં એવી કોઇ સભા ભરાવવાની હોય છે ત્યારે આગળથી મોટી મોટી જાહિરાતો આપવા છતાં એકાદ બે ડઝન પ્રેક્ષકો માંડ થાય છે. રશિયન ત્રેડ યુનિયનોની હીલચાલ સામે નસ્કોરાં ફુલાવવા તે અમેરિકન કામદાર મંડળના નેતાઓને માટે તદન અજુકતું છે.

જો કે રશિયન યુનીયનોએ જે કાર્ય કીધાં છે અને જે ફતેહ મેળવી છે તે કામદાર વર્ગના ઇતિહાસમાં તો અલબત અદભુત પુર્વ છે. છતાં એનું મંડાણ બહુજ મોડું થયું છે. હીલચાલ શરૂ થવાને ફકત ચારજ વર્ષ થયાં છે. ૧૯ માં સઇકાના આખરે કામદાર વર્ગના ફાયદા માટે કેટલીક સોસાયટીઓ સ્થાપન થઇ હતી જેમનું અસ્તિત્વ તે વખતે બહુ મહત્વનું લેખાતું નહોતું. તે વખતે પ્રસંગોપાત કામદારો હડતાળ પાડવાનું શીખ્યા, પણ ઝારના એજંટો તેમને બહુ રીબાવતા. કેટલીકવાર હડતાળીઆઓને ગોળીથી ઠાર કરવામાં આવતા અને તેમના આગેવાનોને દેશનીકાલ કરવામાં આવતા એટલે એવા સંજોગોમાં તે વખતે હીલચાલ નહિ જેવીજ આગળ વધેલી.

ખરેખરાં ત્રેડ યુનિયનોનું મોજું વિપ્લવનાં પ્રયત્ન વખતે ઇ. સ. ૧૯૦૫ માં ઉછળ્યું. આખા રશિયામાં ઠેર ઠેર યુનિયનો બંધાયા. પણ તે વખતે બળવો યા વિપ્લવ નિષ્ફળ નીવડયો તેની સાથે ઝારની સરકારે યુનીયનોને દબાવવાના એવાં ચાંપતાં અને સખ્ત પગલાં ભર્યાં કે બીજાં બે વર્ષમાં તો યુનીયનો પાછાં એક પછી એક એમ બધા દબાઇ ગયાં. એ યુનિયનો ઇ. ૧૯૧૨–૧૩

માં પાછાં સજીવન થયાં અને વળી આગળ પડવા લાગ્યા. એવામાં ઈ. સ. ૧૯૧૪–૧૫ માં પાછો યુરોપી વિગ્રહ શરૂ થયો અને યુનિયનોની હીલચાલ વળી ભાંગી પડી.

લડાઇ દર્મિયાન એની એ સ્થિતિ રહી. અનેક કામદારોનું મંડળ કે સંસ્થા કંઇ હતું જ નહિ. એમ જણાવવામાં આવે છે કે ઈ. સ. ૧૯૧૭ ના ફેબ્રુઆરીના મહાન વિપ્લવ વખતે આખા રશિયામાં ફકત ૩ યુનિયનો હતાં, અને તે ત્રણેના મળીને કુલ ૧૩૮૫ સભાસદો હતા. ઝારની સત્તા તુટવા સાથે તો કામદારોનાં યુનિયનોનો ભયંકર રાફડો ફાટયો અને લાખોની સંખ્યામાં કામદારો પોતપોતાનાં યુનિયનો રચવા મંડી પડયા.

અત્યારે ટ્રેડ યુનિયનોમાં જોડાયલા સભાસદોની સંખ્યા અને આગલાં વર્ષોની સંખ્યા નીચેના કોઠા ઉપરથી તપાસતાં માલુમ પડશે કે કામદારોની હીલચાલ કેટલા જોસથી આગળ વધે છે !

| | વરસ. | માસ. | યુનિયનમાં જોડાયલા સભાસદોની સંખ્યા. |
|---|---|---|---|
| ઈ. સ. | ૧૯૧૭ | જાન્યુઆરી | ૧૩૮૫ |
| ,, | ,, | જુન | ૧૪૭૫૪૨૯ |
| ,, | ૧૯૧૮ | જાન્યુઆરી | ૨૫૩૨૦૦૦ |
| ,, | ૧૯૧૯ | ,, | ૩૬૩૮૮૧૨ |
| ,, | ૧૯૨૦ | એપ્રીલ | ૪૨૬૨૦૦૦ |
| ,, | ૧૯૨૧ | મે | ૮૪૮૫૮૦૦ |

## (૮)

(મીο વીલીયમ ઝેડ ફોસ્ટરે રશીયાની પરીસ્થીતી વીષે લખી મોકલેલા લેખોમાંનો ૮ મો લેખ નીચે મુજબ છે. આગલા લેખમાં તેમણે રશીયામાં કામદાર સંસ્થાઓ કેટલી અગત્યતાની છે તે અને કામદાર સભાસદોનો ચાર વર્ષમાં લગભગ ૮૪ લાખ જેટલો વધારો શી રીતે થયો તે જણાવ્યું છે. અο ફ્રેο પ્રેο.)

રશીયન ટ્રેડ યુનીયનનું બંધારણ ઔદ્યોગીક સીધ્ધાંતો ઉપર રચાયલું છે એટલે કે મોટા અમલદારોથી માંડીને તે મજુરી

કરનારા લોકો સુધીના સઘળા માણસો એક આખી સંસ્થાના સભાસદો છે, અમુક અમુક ખાસ ધંધા અને ઉદ્યોગોનાં અલગ અલગ યુનીયનો હોય એમ નથી. દાખલા તરીકે અમેરીકામાં સ્ટીમ એન્જીનીયરોનું યુનીયન તદન સ્વતંત્ર અને અલગ છે, જ્યારે રશીયામાં મજકુર યુનીયનનો મેટલ યુનીયન અને તે મારફત એક મહાન ઐાદયોગીક યુનીયન સાથે પણ સંબંધ હોય છે એજ રીતે વીજળીના કામદારોનું યુનીયન ટેકસ્ટાઇલ ઉદ્યોગ અને મહાન ઉદ્યોગની સંસ્થા સાથે સંબંધ રાખે છે. દરેક ત્રેડ યુનીયનોનાં બંધારણમાં આ સીધ્ધાંત સર્વવ્યાપી છે જે ક્રાફ્ટ ત્રેડ યુનીયનો (અમુક ખાસ ધંધાદારીઓની અલગ સંસ્થા) વીષે અમેરીકનો મોટી મોટી બડાશ મારે છે તેને તો રશીયાનો છેક પ્રાથમીક પગથીયાં જેવીજ ગણે છે અને આધુનીક ઐાદ્યોગીક પરીસ્થીતીને પહોંચી વળવા માટે તદન નીરૂપયોગી જણાવે છે.

મહાન ઐાદ્યોગીક સંસ્થામાં આજે ૨૩ ધંધાદારી યુનીયનો સમાયા છેઃ—

૧ આરોગ્ય ખાતું અને વૈદકનો ધંધો કરનાર.

૨ ત્રાન્સ્પોર્ટ કામદારો (આમાં ખલાસી, ખારવા રેલ્વેમાં કામ કરનારા મજુરો વ૦ નો સમાવેશ થાય છે.)

૩ ખાણ કામદારો.

૪ સુથારો.

૫ ખેતીવાડીમાં અને જંગલમાં કામ કરનારા.

૬ નાટકમાં કામકાજ કરનારા.

૭ મરી મસાલો વ૦ તઇયાર કરનારા.

૮ ચમારો.

૯ ધાતુનું કામ કરનારા (લુહાર, કંસારા વ૦)

૧૦ મ્યુનીસીપલ નોકરો.

૧૧ શીક્ષકો (પંતુજીઓ).

૧૨ ટેલીફોન—ટેલીગ્રાફ—પોસ્ટ વ૦ માં કામ કરનારા.

૧૩ છાપખાનાનું કામ કરનારા.

૧૪ કાગળ બનાવનારા.

૧૫ ભઠીયારા.

૧૬ કુંભાર ઇ૦ મકાન સંબંધી સરસામાન બનાવનારાઓ.

૧૭ શેરડીનો પાક ઉતારવાવાળાઓ.

૧૮ સહકારી સમાજોના નોકરો.

૧૯ તંબાકુની બીડી સીગાર ઇ૦ બનાવનારા.

૨૦ ટેક્સ્ટાઇલવાળા.

૨૧ રાસાયણીક દ્રવ્ય બનાવનારા.

૨૨ કાપડ બનાવનારા.

૨૩ કરવેરો મ્હેસુલ ઇ. ખાતાના નાણાં ઉઘરાવનાર નોકરો.

અમેરીકામાં જુદા જુદા ધંધાદારીઓનાં ૧૨૦ યુનીયનો છે પણ તેઓમાં અરસપરસ કંઇ સંબંધ નથી, તેમજ તેઓ કોઇ એક મહાનસંસ્થાના અંગો તરીકે પણ નથી. રશીયા કરતાં આપણે એવી વ્યવસ્થામાં એટલા બધા પાછળ છીએ કે આપણે માટે પોતાની વાત નહીં જણાવવાનું દુરસ્ત છે.

રશીયામાં જે હીલચાલ પ્રસરી રહી છે તે કોઇ અભ્યાસકની કલ્પના નથી પણ તેઓએ પોતાના દરરોજના અનુભવો ઉપરથી આ યોજના ઘડીને અમલમાં મુકી બતાવી છે કે જેથી દરેક કામદારને સ્વતંત્રપણે અને સરખી રીતે તેની જરૂરીયાતો જોગું મળી રહે.

અલબત, પસ્ચીમના દેશોમાં જેમ અમુક ધંધાદારીઓનું સાંકડું વાતાવરણ હોય છે અને તેથી તેમને જે ગુમાન હોય છે તેવું રશીયામાં પણ હતું, તે બધું તોડતા બહુ મુશકેલી પડી નહોતી. ઇ. સ. ૧૯૨૦ ની કોંગ્રેસ દરમ્યાન એવી જાતની નવ સંસ્થાઓને તેઓએ મહાન સંસ્થા સાથે જોડી દીધી. પ્રતી વીપ્લવકારોની ઉશ્કેરણી પણ દબાઇ ગઇ અને તેમને એમને એમ વાતોજ કરતા રહેવા દેવામાં આવ્યા હતા. હજી પણ સોવિયેટો વીચાર કરી રહ્યા છે કે અત્યારે કામદારોની જે સંસ્થાઓ છે તેની સંખ્યા ઘટાડીને ૧૫ થી ૧૮ ની કરવી અને તેમાં પણ ઘટાડો કરતાં કરતાં પછી છેક એકજ સંસ્થામાં સર્વને સમાવી દેવા.

આપણા અમેરીકન બીરાદરો જે આડી તેડી વાતો કર્યા કરે છે તે છોડીને જો તેઓ મુળ સીધ્ધાંતને વળગીને સીધે રસ્તે કામ કરે તો સારૂ નહીતો અઉદયોગીક સામ્યવાદ એટલા ખ્યાલ માત્રના પ્રચારથી કંઇ વળવાનું નથી. ઇ. ઇ.

(૯)

( રશીયાની સત્ય પરીસ્થિતી ઉપર લેખો લખવા "ફેડરેટેડ પ્રેસ" (અમેરીકા) તરફથી ખાસ મોકલાયલા મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરનો નવમો લેખ નીચે મુજબ. આગલા લેખોમાં રશીયાના ત્રેડ યુનીયનો કેવી રીતે ઉત્પન થયા અને વીપ્લવ પછી તેની કેટલી પ્રગતી થઇ હતી તે જણાવવામાં આવ્યું છે. ફે૦ પ્રે૦.)

અત્રેના ત્રેડ યુનીયનો જે સતા અને વસીલો ધરાવે છે તેવો દુનીયાની કોઇ પણ કામ કરનાર સંસ્થા ધરાવતી નથી. તેમનું વજન એટલું બધું પડે છે કે ઓલ-રશીયન ત્રેડ યુનીયનના પ્રમુખ લોઝાવસ્કી ભારપુર્વક સત્ય જણાવે છે કે સોવીયેટ રશીઆમાં કોઇપણ અગત્યતાનું કામકાજ ત્રેડ યુનીયનોની સંમતી વગર થઇ શકતું જ નથી. અત્યારે વસ્તુસ્થિતી જેવી રીતે નજરે પડે છે તેમાં પણ એમજ છે કે કામદાર સંસ્થાઓ ઘણી હીલચાલોમાં ભાગ લે છે. સરકારમાં પણ પોતાના ખાસ પ્રતીનીધીઓ મારફતેજ રાજ્યતંત્ર ચલાવાય છે. ખાણોમાં, મીલોમાં, કારખાનાઓમાં દરેક જાતના હીતકારક, આરોગ્યકારક, કેળવણી અને નીતીને લગતાં કામો તેઓજ કરે છે, ઉદ્યોગ ખાતાંની વ્યવસ્થામાં પણ તેઓજ આગળ પડતો ભાગ લે છે. જેવો કે આર્થીક વડી ધારાસભામાં અને વસ્તુની સાધારણ નીપજ અને વહેંચણીમાં એ વીગતો હવે પછીના લેખમાં જણાવવામાં આવશે.

રશીયન યુનીયનોનું મુખ્ય કામ કામદારોના પગાર, કામ કરવાના કલાક, અને કામ કરવાની રીત એની વ્યવસ્થા કરવાનું છે; એ કામમાં તેઓ બહુજ કુશળ છે બીજા દેશોમાં જેમ બને છે તેમ અહીં કામદારોને પોતાની માલેકો અથવા કામે લગાડનારાઓ આગળ કદી પણ પોતાની માંગણીઓ રજુ કરવાની

નથી. રશીયન ઉદ્યોગ ખાતાંના જવાબદારી તેઓએજ લઇ લીધેલી હોવાથી તેવી બાબતોનો ફેંસલો પોતેજ કરી લે છે. એટલે કે તેઓ ઉદ્યોગ ખાતાંની સ્થિતી જોઇ લઇને કામદારો તેના પ્રમાણની જરૂરીઆતો સંપુર્ણ રીતે પ્રાપ્ત કરે છે કે નહી તે જાણી લે છે અને પ્રસંગોચીત ફેરફાર પણ કરી લે છે. જ્યારે અમુક અમુક યુનીયનો પોતાની સરહદમાં અમુક અમુક ફેરફારો કરે છે ત્યારે સરકારને ફક્ત એટલુંજ કરવાનું બાકી રહે છે કે તેને સંમતી આપવીજ. બીજા દેશો કરતાં આ રીત તદન નીરાળી છે, બીજા દેશોમાં કામદારોને નજીવા સુધારા માટે પણ વર્ષો સુધી માલેકો-પુંજીપતીઓ અને જુલ્મી સરકારની સામે લડત ચલાવવી પડે છે.

ઇ. સ. ૧૯૧૭ ના ઓકટોબર સુધી આ ટ્રેડ યુનીયનોની પણ હાલમાં બીજા દેશોમાં છે એવીજ હાલત હતી એટલે કે લઢીલઢીને હકો મેળવવા. પણ ત્યાર પછી તેમાં અદભુત ફેરફાર થઇ ગયો અને અત્યારે એ ટ્રેડ યુનીયનોનું કામ પણ તદન જુદા પ્રકારનું થઇ ગયું છે એ હકકો તેમને મળી ગયા વ્યવસ્થાની જવાબદારી પણ તેમનેજ મળી. ઉદ્યોગીક લડાઇમાંથી પરવારી તેઓ ઉદ્યોગીક શાંતી પામ્યા અને એક જબરૂં ઉત્પાદક અંગ બની રહયાં.

હવે અહીં એક મોટા ફેરફારની જરૂર રહી છે જે હજી પુરો થયો નથી. તે એ છે કે અત્રેના ટ્રેડ યુનીયનો લડાયક અને લશ્કરી પણ છે તે સ્પિરીટ બદલીને તેઓએ હવે ઉત્પાદક કામદારોજ બની રહેવાનું બાકી છે. અત્રેના યુનીયનોને લગતી કેટલીક નીચે મુજબની હકીકતો જાણવાલાયક થઇ પડશેઃ—

ઇ. સ. ૧૯૧૭ ના ઓકટોબરના વીપ્લવ પહેલાં અને પાછળથી આ યુનીયનોએ લડાયક સ્પિરીટ બહુ ખીલવ્યો હતો કોઇ પાસ્ચ્યાત્ય દેશોમાં એવું બન્યું નથી. સુડીવાળાઓ સામે તેઓએ પ્રથમ હથીયાર તરીકે દુકાનદારોની કમીટી ઉભી કરી. આ કમીટી યુનીયનોથી તદન સ્વતંત્ર હતી, આ દુકાનદારોની સંખ્યા થોડી હોવાથી અથવા તો વેપારી કુનેહથી કે કોઇપણ

રીતે તેઓ યુનીયનો સાથે ભળ્યા પણ એ દુકાનદારોએ અમુક અમુક કામદારોના યુનીયનો જે કંઇ ઉત્પન કરે તેની વ્યવસ્થા કરવાનું એકલે હાથે માથે લીધું.

કેરેન્સીની સતાના છેલ્લા દીવસોમાં આ દુકાનદારોની કમીટીએ ઘણી સતાઓ મેળવી લીધી. પુંજીપતીઓ–મુડીવાળાઓના હાથમાં જે જે અમુક ઉદ્યોગો હતા તે તેઓએ ઝુંટવી લીધા. ઓકટોબરમા રાજસતા બદલાતાં તેમણે પોતાની સતા અનહદ જમાવી. ઔદયોગીક વીપ્લવમાં કારણ ભુત તેઓ બન્યા. કામદારોએ કારખાનાં પચાવી પાડવામાં પણ આ દુકાનદારોને હથીયાર તરીકે વાપર્યા. ઘણી વાર તો તેઓએ ઠંડે પેટે કારખાનાનાં માલેકોને હાંકી કાઢયા અને પોતે કબજો લઇ બેઠા.

ઘણા કેસોમાં તો આ દુકાનદારોની કમીટીએ માલ ઉત્પાદન કરવાનું ચાલુ રાખવાના પ્રયત્નો કીધા પણ તેમાં તેઓ ફતેહમંદ નીવડયા નહી. તેઓ લડાયક હતા એ વાત સાચી પણ પછીથી એમજ જણાઇ આવ્યું કે આ લોકો ઉદયોગોની વ્યવસ્થા માટે નાલાયક હતા. આ વખતે ગંભીર ગોટાળો ઉભો થયો છેવટે આ દુકાનદારોની કમીટી ઔદયોગીક વીપ્લવમાં પોતે જેટલો ભાગ ભજવી શકી તેટલાથી સંતોષ પકડી પડી ભાંગી.

હવે બીજા પ્રજાકીય યુનીયનો બહાર પડયા તેમણે દરેક જાતના કામદારોને હાથમાં લેવાનું કામ આદર્યું. દુકાનદારોની કમીટીને તેમણે લડાયક સંસ્થાઓમાં ફેરવી નાંખી અને કામદારોના ઉપર અંકુશ રાખવાનું તેમને સોંપાયું. આગળ દુકાનદારોની કમીટી જે દેખરેખનું કામ કરતી તે પણ પ્રજાકીય યુનીયનોએ હાથ ધર્યું હવે તો આ યુનીયનો પણ સુપ્રીમ ઇકોનોમીક કાઉનસીલને સ્વાધીન થવા લાગ્યા છે. પ્રજાકીય યુનીયનો પ્રથમ તો લડાયક સ્વભાવના રહયા. એટલે સુપ્રીમ ઇકોનોમીક કાઉનસીલનો પણ પુરતો ભરુસો કરતા નહી તેમાં તેમનો મુખ્ય ઉદેશ એજ હતો કે વીપ્લવથી થયેલા ફેરફારને જાળવવો અને પ્રતીવીપ્લવને દબાવવો.

હવે એ યુનીયનોને ખાત્રી થઇ છે કે મુડીવાળાઓ આખરે હાર્યા છે અને જે નવું સમાજ તત્વ દાખલ થયું છે તે ઉદયોગોની વ્યવસ્થા કામદારોને માટેજ અને તેમના લાભમાંજ કરી શકે એમ છે. એટલે તેમણે હવે પોતે લડાયક સ્વભાવ બદલ્યો છે અને બીજા ઉત્પાદક કાર્યોમાં લાગવા માંડયાં છે. આ કામદારોના વીચાર તો અલબત વખાણુવા જેવા છે. તેઓ સમજે છે કે ઉદયોગોને ચાલુ રાખવા માટે અને તેની વ્યવસ્થા માટે ખાસ એંજાની જરૂર છે એટલે તેઓ કારોબારી સભામાં પોતાનું પ્રતીનીધીત્વ હોય કે નહી તેની પણ દરકાર રાખતાં નથી. પણ કોઇ પણ જાતના ઉસ્તાદ અને બાહોસ માણુસને શોધી ખોળીને તેને ગોઠવીને સંપુર્ણ સતા આપવામાં આવે છે. હવે આવો ફેરફાર કયારે થઇ રહેશે તે અત્યારથી ન જણાવાય. એક વસ્તુની તો બધાને ખાત્રીજ છે કે કામદારોનાં કાર્ય અને વસીલો વધતાં રહયાં છે અને તે ચાલુંજ રહેશે.

રશીયન–ટ્રેડ યુનીયનોને લગતો એક જાણુવાલાયક ફેરફાર તે હડતાળ સંબંધનો સવાલ છે. મુડીવાદવાળા દરેક દેશમાં હડતાળ પાડે છે ત્યારે તેની સામે થનારા અને હડતાળીઆઓને અદેખાઇથી દબાવનારા અને તેમના હડતાળ પાડવાના હક ઉપર તરાપ મારનારા સોલજરો પણ કામદાર વર્ગનાજ હોય છે. હડતાળીઆઓની સામે થઇને અથવા તેમને સાચવીનેજ તેઓ સંતોષ માનતા નથી, પણ આખા જનસમુહને પણ તેઓ જે કરે છે તે વ્યાજબી કરે છે. એમ સમજાવવા પ્રયતન કરે છે. કામદારોનાં હીતને આગળ વધારવાનું સાધન તેમને જબરાઇથી હડતાળ પાડતા અટકાવવા તે એમ તેઓ ધારે છે.

રશીયામાં એમ નથી જો કે કામદારોને કાયદેસર હડતાળ પાડવાનો હક છે છતાં પણ કામદાર સંસ્થાઓ હડતાળથી વીરૂધ્ધ છે. આ લડાયક કામદારોજ હડતાલને સાધન તરીકે વાપરવાનું ધીકકારે છે અને જનસમુહને પણ તેઓ એમજ સમજાવે છે એની સમજુતી બહુ સાદી અને તર્કવાળી છે જે નીચે મુજબ છે:—

રશીયન યુનીયનો સમજે છે કે તેમને અત્યારે જે કરવાનું છે તે એ છે કે ઉદ્યોગો- પુનર્જીવન કરવા. તેઓ જાણે છે કે હડતાળથી કામદારોની સ્થીતી સુધરશે નહી પણ ઉલટી બગડશે, તે ઉપરાંત ઉદ્યોગના પુનર્ધારણમાં તે વીક્ષેપકારક થઇ પડશે. તે ઉપરાંત તેમને એ પણ કડવો અનુભવ મળ્યો છે કે વીપ્લવ વીરૂધ્ધના કાવત્રાંખોર માણસો કામદારોને અવળે માર્ગે દોરવ પ્રયત્ન કરી રહયા છે એટલે સાચી વાત એમ છે કે કામદારોના રાજયતંત્રમા જો હડતાળ પડી હોય તો તે વીરોધીઓના સમજાવવાથી અજ્ઞાન માણસોએજ પાડી હોય.

સોવીયેટ રશીઆમાં હડતાળ પાડવાનો અર્થ એજ છે કે વીપ્લવ વીરૂધ્ધ કાર્ય કરવું. જે સઉથી સારા અને સમજુ કામદારો છે તે તો અત્યારે ગમે તેવી સ્થીતી ચલાવી લઇને છેવટે વીજયનીજ આશા રાખે છે. તેઓ તો કારખાનાઓમાં રહીને કામ કરીને રશીઆની જરૂરીઆતો પુરી પાડવામાંજ સંતોષ માને છે. જો તેમ નહી થાય તો વીપ્લવ કરેલો નીષ્ફળ નીવડે. મુડીવાદવાળા દેશોમાં ત્રેડ યુનીયનો તરફ જેવી દ્રષ્ટીથી જોવામાં આવે છે તેવીજ રીતે તે લોકો હડતાળ ઉપર જનાર કામદારો તરફ જુએ છે.

ત્યારે સોવીયેટ રશીઆમાં હડતાળ વીરૂધ્ધનો આવો પવન છે. આપણા ત્રેડ યુનીયનોના કેટલાક અપ્રમાણીક અને અજ્ઞાન આગેવાનોએ રશીયન વીપ્લવની વીરોધનો મત આપતાં આ ખોટી દલીલ રજુ કરે છે.

હું મારા હવે પછીના લેખમાં સોવીયેટ રશીઆમાં કામદારોને લગતા કાયદા અને પરીસ્થીતી સંબંધી વર્ણન આપીશ.

## (૧૦)

("ફેડરેટેડ પ્રેસ" ને માટે રશીયાથી લખેલો મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરનો આ ૧૦ મો લેખ છે. જેમાં કામદારોને લગતા કાયદા અને પરીસ્થીતીનું વર્ણન કરવામાં આવયું છે. અ૦ ફે૦ પ્રે૦)

### કામદારોનું રાજય.

ઉદયોગને લગતા રશીયાના કામદારો જેટલા હકો ભોગવે છે. તેટલા આ દુનીયાની સપાટી પરના બીજા કોઇ દેશના કામદારો

ભોગવતા નથી કારણ કુદરતીજ છે. કારણ કે બીજા બધા દેશોમાં રાજ્યકર્તાઓ ફક્ત થોડા મુળીવાળાઓજ છે. તેમના દેશના ઉદ્યોગનો કબજો તેમની પાસે છે એટલે પોતાને માટે મોટા મોટા નફા મેળવવાને માટે તેઓ કામદારોને કચડે છે. રશીયામાં રાજ્યતંત્ર કામદારોનું છે તેઓ પોતાના ઉદ્યોગોનો ઉપયોગ પોતે પોતાના અને આખી પ્રજાના લાભ માટે કરે છે.

## કામ કરવાનું ધોરણ.

મોટા માણસોને દીવસના ૮ કલાક કામ કરવાનું હોય છે. (રાતપાળી વાળાઓને ૭ કલાક કામ કરવું પડે છે) અને ૨૦ વર્ષની અંદરનાને દીવસના ૬ કલાક કામ કરવાનું હોય છે.

## ગર્ભવતી સ્ત્રીઓ માટે ગોઠવણ.

ગર્ભવતી સ્ત્રી કામદારોને પ્રસુતીના સમય પહેલાં બે માસ અને પાછળથી બે માસ એમ એ સામટી ચાર માસની રજા પુરેપુરા પગાર સાથે આપવામાં આવે છે.

## સાધારણ કામદારો.

સાધારણ કામદારોને સઘળાને દર અઠવાડીએ ફરજ્યાત ૪૨ કલાક ચાલુ આરામ આપવામાં આવે છે. ટાઇમ ઉપરાંત કામ કરાવાને માટે પણ ચોકકસ નીયમો હોય છે.

૭ માસ લાગટ કામ કર્યું હોય તેમને બે અઠવાડીયાંની પુરા પગારે રજા આપવામાં આવે છે. તે ઉપરાંત કામદારોની સગવડ ખાતર બીજા ઘણા નીયમો હોય છે. મુડીવાદવાળા આવા દેશોમાં આવા હકોને માટે મોટી મોટી માગણીઓ કર્યા છતાં અને મોટી મોટી લડતો ચલાવ્યા છતાં પણ ટ્રેડ યુનીઅનો કંઇ પ્રાપ્ત કરી શકતા નથી. પણ રશીઆમાં તો એક મોટા સામાજીક ફેરફારમાં ઉપર જણાવ્યા તે નજીવાજ પ્રસંગો ગણાય છે. એ ઉપરાંત અહીંના કામદારોને મોટો અને જાણીતો હક તો એ છે કે ઉદ્યોગના ફળમાં પણ તેમનો ભાગ હોય છે એટલે કે જીંદગીની આજીવીકા અને પહેરવું ઓઢવું અને જીવનની મોજમજા સર્વેને માટે તેમનો એક સરખો હક રશીયન સરકારે સ્વીકાર્યો છે.

## કામ કરવું જ પડે.

એનો અર્થ એ થાય છે કે કામ કરવાને શકતીવાન એવા દરેક માણસને કોઇપણ ઉદયોગમાં કામ કરવાને કાયદેસર હક છે.

## કામ ન મળે તો ?

જો કોઇ કારણસર કામ ન મળતું હોય તો પણ તે માણસ જેટલો વખત નવરો બેસી રહે તેટલા વખતને માટે પણ તેને પુરો બદલો કાયદેસર મળે છે.

## અપંગનું શું ?

જો કોઇ વયકતી કાચી અવસ્થામાં હોય અથવા વૃધ્ધ હોય અથવા રોગી હોય કે કોઇપણ રીતે અપંગ હોય અથવા જેને કાયદેસર કામ કરવાને માટે લાયક ન ગણી શકાય એમ હોય તો પણ તેને ધર્માદા તરીકે નહીં પણ કામદારોના રાજયના એક શહેરીજન તેને આજીવીકાના ધોરણ પ્રમાણે સઘળું મળે છે.

## મનુષ્ય જાતનો હક.

ટુંકમાં રશીઆમાં મનુષ્ય જાતનો સારી રીતે જીવવાનો હક સ્વીકારવામાં આવે છે અને તેથી કરીને દરેક માણસ એ આજીવીકા સહેલાઇથી અને કાયદેસર મેળવી શકે માટે દરેક ઉદયોગો અને કારખાનાઓ તેમને માટે ખુલ્લાં રાખવામાં આવ્યા છે.

## મુડીવાદમાં માનતા દેશોની સ્થીતી.

મુડીવાદને માનવાવાળા દેશોમાં એથી ઉલટું જ માલુમ પડે છે. ત્યાંના ઉદયોગો થોડાક લુટારાઓના હાથમાં હોય છે. જો તેમને બીલો કે કારખાનાઓ ચલાવવામાં સગવડ કે નફો માલુમ પડે તો તેઓ તેમને ચાલુ રાખે અને કામદારોને કામે લાગવા માટે ભીખ માગવાનો પ્રસંગ મળે પણ જો મુડીવાળાઓને પોતાનાં કારખાના ચલાવવાં યોગ્ય ન લાગે તો કામદારોને બેકાર બની ભુખે મરવાનો વખત આવે છે અને આખી પાસ્ચાત્ય દુનીયા ઉપર અત્યારે લાખો માણસો બેકાર બની બેસી રહયા છે.

### ઘોડા અને મજુરો.

મુડીવાદવાળા દેશોમાં ઘોડાઓની સારી સંભાળ રખાય છે કારણ કે તે 'મીલ્કત' ગણાય છે પણ મજુરો કંઇ 'મીલ્કત' ગણાતા નથી એટલે તેમની સંભાળ કોણ લે ! એટલે તેમને ઉદ્યોગોની મંદીના વખતે ગરીબાઇ નીરાશા અને ભુખમરાના ભોગ થઇ મહોલ્લાઓમાં રખડવું પડે છે.

### કામદાર પક્ષના આગેવાનોનાં બણગાં.

એમ હોવા છતા પણ કેટલાક કામદાર પક્ષના દાંભીક આગેવાનો કલ્પનાથી ઉપજાવેલી દલીલો વડે રશીયાને વખોડી કાઢે છે.

### ખરૂં શું ?

ખરી રીતે તો રશીયાજ એકલો દેશ છે કે જ્યાં દરેક લોકોના કામ કરવાના અને જીવવાના હકને સ્વીકારવામાં આવ્યા છે અને જ્યાં બેકારીનો શાપ કદી લાગતો નથી.

### હક અને ફરજ.

ફરજ વગર હક હોઇ શકે નહી. એટલે રશીયામાં કામદારોને કામ કરવાના હક બદલ શું મળે છે તે પણ જોવાય છે.

### કામદાર સરકારનો મહાન કાયદો.

રશીયાની કામદાર સરકારે એવા પાયા ઉપર કામ લીધું છે કે, જેની માન્યતાની રૂએ રશીઆમાં હરકોઇ માણસને પોતાની આજીવીકાને માટે કામ કર્યા શીવાય જીવવાનો હક ગણાતો નથી. તેનું બંધારણ સ્પષ્ટ જણાવી દે છે કે "જે કોઇ કામ કરે નહી તે ખાય પણ નહી" કાયદામાં સ્પષ્ટ પણે એમ જણાવવામાં આવ્યું છે કે આજીવીકાની જરૂરીઆતો ઉત્પાદન કરવામાં દરેક માણસે પોતાથી બનતું કરવું બીજાના કામ ઉપર ગુજારો કરનારાઓને ગુન્હેગાર ગણવામાં આવે છે.

### બોલ્શેવીઝમનો જુલમ ?

જેને બોલ્શેવીઝમ-સોશીયેલીઝમનો જુલમ કહે છે તે તો ઉપર જણાવ્યો તે છે !!! અને લોકોને પોતાની આજીવીકા કમાવાની

ફરજ પડે છે. બીજાની ચામડી ઉપર ફટકા મારી લુંટી ખાવાનું અહી ચાલતું નથી. કેટલાક પ્રતી-વીપ્લવકારો (જો કે તેઓએ પોતાની જીંદગી ઉપર એક પણ ઉપયોગી કામ કરયું ન હોય) ફરજીયાત કામ કરવાની રશીયન પદ્ધતીને જુલમ ગણીને તેની સામે ભસે છે તેમાં કાંઇ અજાયબ થવા જેવું નથી.

## કેટલીક ગેરસમજુતી.

પણ તેમના ભસવા સામે રશીયન લડાયક કામદારો તો ધ્યાન પણ આપતા નથી. તેઓ તો સામયવાદ સ્થાપવાને તઇયારી કરી રહયા છે, કે જેમાં પછી કોઇ જાતનું ફરજીયાતપણું રહે નહી. જેમાં હજારો બલકે લાખો લોકો પોતાના ખરા ઉમંગથી પોતાને માટે તેમજ બીજાને માટે નઇતીક કે રાજયદવારી ફરજો અદા કરથે જાય, પણ તેઓ સમજે છે કે તેવો સમય આવતા હજી વાર છે, અત્યારે તો તેઓ હજી મુડીવાદના બખેડામાંથી પરવારીને સમાજવાદમાં દાખલ થવા લાગ્યા છે. કામદારોની મોટી સંખ્યા ખાઉં-કરડું રૂપી કુતરીયા મુડીવાદમાંથી હજી હવે બહાર આવે છે અને તેમનો મોટો ભાગ હજી અજ્ઞાન અને સ્વાર્થી અને અલ્પ દરષ્ટી વાળો છે, જયારે વીપ્લવ થયો ત્યારે કેટલાક તો એમ સમજતા હતા કે હવે તેમને કામ કરવાનું નહી રહે, કેટલાક વળી એમ સમજતા હતા કે તેમને વળી બહુબહુતો દીવસમાં એકાદ બે કલાક કામ કરવું પડશે. આવા અજ્ઞાન દશામાં રહેલા કામદારોને કેળવવાની હજી જરૂર છે. નવા સમાજને માટે બરાબર કેળવાયેલાતો બહુ થોડાજ છે. એટલે અમેરીકામાં કામદારોને પોતાના હક માટે લડવા શીખવવાની જેટલી જરૂર છે તેટલી આ તેવા મેળવેલા કામદારો જે સમાજવાદ અને સામાન્યવાદ માટે કેળવવાની જરૂર છે.

## ફરજીયાત કામ.

ફરજીયાત કામ એ રશીયામાં બીન કાયમી પગલું છે એમાં હજી મુડીવાદનો પડઘો છે, અને જયારે લોકોનાં ઉપરથી મુડીવાદની કેળવણીની અસર ઓછી થશે અને પ્રજાકીય કેળવણી મળશે ત્યારે એ પધ્ધતી નાબુદ કરવામાં આવશે.

## વધુ અગત્યતાનો હક.

રશીયામાં કામદારોને કામ કરવાના હક ઉપરાંત વધુ અગત્યતાનો હક તો એ છે કે તેમને ઉદયોગનાં નફા પણ વહેંચી લેવાના હોય છે. સોવીયેટ સરકારે આ કાયદો સ્થાપ્યો છે, અને દરેક સંસ્થામાં આ કાયદા ઉપરજ બીજાં બંધારણો રચાયા છે, રશીયન વીપ્લવનું એક અંગ છે, અને એનો અરથ એમ થાય છે કે રશીયન કામદારે બીજા કોઇ લુટારૂને માટે કામ કરવાનું હોતું નથી. વધારે ઉત્પાદન કરવાને માટે જે જે શોધો કરવામાં આવે તેનો બધો લાભ તેમનેજ મળે અલબત રાજ્યતંત્રનો ખરચ બાદ કરવાનો હોય છે: બાકીનો જે રહે છે તે તેમનું ગણાય છે.

## સરકારને પણ નાબુદ કરવામાં આવશે.

અત્યારે રાજયતંત્ર માટે જે ખરચ કરવામાં આવે છે તે પણ પછી તો બીલકુલ નહી થાય. કારણ કે અત્યારનું જે રાજયતંત્ર બંધાયું છે, તે હંમેશને માટે નથી. એતો મુડીવાદની સામે લડવા અને આંતરીક તેમજ આંતરરાષ્ટ્રીય બખેડાની સામે થવાનાં પગલાં રૂપ છે. એ રાજયતંત્ર પણ ધીમે ધીમે બીલકુલ નાબુદ કરવામાં આવશે અને પછી તો વેપારી તંત્રજ રચાશે.

## એક દીલગીરી ભરી સરખામણી.

હવે રશીયન કામદારોના હકો સાથે મુડીવાદવાળા દેશોના કામદારોની દીલગીરી ભરી સરખામણી કરો, મુડીવાદવાળા દેશોમાં કામદારોને કંઇ મળતું નથી અરે! તેમનું અને તેમનાં કુંટુંબનું પુરૂં પેટ ભરાય એટલું પણ તેમને મળતું નથી! તેઓ જે મેળવી શકે તે એટલુંજ કે તેમની સંસ્થાઓ તેમને કામે લગાડનારાઓ ઉપર આજીજીથી વસીલો લગાવીને જે મેળવી શકે તે ઉદયોગોનો ખરો લાભ લુટારાઓ મેળવી જાય. જેઓ આળસુ ભમરાની માફક મોજમઝા કરતા હોય છે અને કામદારો ગરીબાઇમાં સડતા રહી કામ કરે જાય છે મુડીવાદમાં કામનાં ફળનો ભોગવટો આમ થાય છે!

## તેમની ગરીબાઇ.

અલબત, એટલું તો સાચું છે કે રશીયન કામદારોને પોતાના નવા સ્થાપીત કરેલા હકથી અત્યાર સુધી બહુ હક મળ્યો નથી. તેઓ હજી પણ ગરીબજ રહયા છે. કારણ કે દેશનો ઉદયોગ સાત વર્ષના વીગ્રહથી નાશ પામ્યો હતો. તેમની જરૂરીઆત જેટલું ઉત્પાદન પણ થતું નથી. છતાં પણ હાલમાં તેઓ વહેંચીવાટીને ખાય છે. અમે આશા રાખીએ છીએ કે મુડીવાદવાળા દેશોમાં જે બનવું સર્વથી અશકય છે, તે અહીં થોડા વખતમાં બની જશે. અને રશીયા એક શ્રીમંત સ્વર્ગસમો દેશ ગણાશે.

આ પ્રમાણે હજારો રશીયનો એવા પ્રકારનાં રાજયની સ્થાપના કરવા મુડીવાદવાળા દેશો સામે ઝનુનથી લડયા છે.

અમેરીકન યુનીયનો આની સામે શું કરી શકે એમ છે?

હવે પછીના લેખમાં હું રશીયન કામદારોએ રાજયતંત્ર શી રીતે ઘડી કાઢયું છે, અને ઉદયોગોની વ્યવસ્થા કેમ થાય છે તે વીષે વર્ણન આપીશ.

## (૧૧)

(ફેડરેટેડ પ્રેસને માટે મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરે લખેલા લેખોમાંનો આ ૧૧ મો લેખ છે. છેલ્લા લેખમાં તેણે કામદારોના પ્રજાસત્તાકમાં કામદારોની પરિસ્થિત વર્ણવી હતી. આ લેખમાં તે ત્રીજી આંતરરાષ્ટ્રિય સમાજવાદી પરિષદ ખુલ્લી મુકાય તે દીવસનો હેવાલ આપે છે અ૦ ફે. પ્રે.)

કોઇ કોઇવાર આપણને એવો અનુભવ થઇ જાય છે કે જે આપણે આખી જીંદગીભર ભુલી શકીએ નહી. મારા સંબંધમાં આજે એમજ બન્યું. (તા૦ ૧૭ મી જુન ૧૯૨૧) મેં રશિઅનોને મોટો જાહેર મેળાવડો જોયો, તે જોઇને મેં જાણે વિપ્લવનો આત્મા જોયો એમ મને લાગ્યું. એકાદ બે દીવસમાં ત્રીજી આંતરરાષ્ટ્રિય સમાજવાદી પરીષદ ભરનાર છે, તેના માનમાં મોસ્કોના સુપ્રસિધ્ધ રેડ સ્કવેરમાં તઇયારીઓની ધામધુમ ચાલી રહી છે.

અલબત વિપ્લવકારોની પરિષદ માટે આથી બીજું કોઇ યોગ્ય સ્થાન ન હોઇ શકે. રેડ-સ્કવેર આખો પથ્થરથી જડેલો છે, અને તેની લંબાઇ ૪૦૦ વાર અને પહોળાઇ ૨૦૦ વાર છે. ચોકની એક બાજુએ મશહુર ક્રેમલીન મહેલની દીવાલ આવી રહી છે, જેના અંદરના ભાગમાં મિનારાઓ છે. જેમાં ગોળીના અસંખ્ય કાણાં પડેલાં છે જે ઓકટોબરમાં થયેલા મહા વિપ્લવના ચિન્હરૂપે છે.

મોટા મોટા પુંજીપતિઓનું એક વખત એ રમણીયે સ્થાન હતું. પણ અત્યારે એની બધી દુકાનો અને ઓફિસો સદંતર બંધ થઇ ગયાં છે, અને કેટલાક નામો ચિતરેલાં પાટીઆં અહિંતહિં રખડતાં નજરે પડે છે. દેવળની થોડે આગળ વધસ્થાન છે, કે જ્યાં ધાટકી ઇવાન અને બીજા ઝારોના ભોગ થઇ પડેલા માણસોને ગરદન મારવામાં આવ્યાં હતાં. એની સામે જોતાં શરીરમાં જે થરથરાટ છુટે છે, તે તો બસ અવર્ણનીયજ છે. પણ તેજ 'રેડ સ્કવેર' જ્યાં આજે લોકશાહીના પ્રતિનિધિઓ પુર દમામથી એકઠા થયા છે તે આગલી બધી ભયંકરતા ભુલાવી દે છે.

શરૂઆતમાં 'રેડ-આર્મી'ની તપાસ શરૂ થઇ. ચોકની ચારે બાજુએ ૨૦૦૦૦ સોલ્જરો લાઇનમાં ગોઠવાઇ ગયા હતા. લશ્કરી ખાતાંના સઘળાં પેટા ખાતાંઓનું પણ પ્રતિનિધિત્વ હતું, જેવાં કે પાયદળ, હળદય, ગોળંદાજ, ભાલાવાળા, તોપખાનાંવાળા, સીગનલરો ઇ. ઇ. સેંટ બેઝલના દેવળની ઉપર અધ્ધર એક બલુન હતું, અને તેની આજુબાજુ વીસેક એરોપ્લેનો ફરતાં હતાં, જેમનો અવલોકન માટે ઉપયોગ કરવામાં આવ્યો હતો. 'ક્રેમલીન'ના ઘડીઆળના બરોબર ૧૨ ને ટકોરે વિધીઓ શરૂ થઇ. બેંડો વાગવાં શરૂ થઇ ગયાં અને લીઓ ત્રોટસ્કી 'ક્રેમલીન'માંથી લશ્કરની તપાસ કરવા બહાર આવ્યો.

ત્રોટસ્કી અત્યારે ભર જુવાન વયમાં છે, તેનો બાંધો મજબુત તેમજ પોતે બહુ મહેનતુ છે. તે ચાલતો હતો અને તેના પોશાકમાં કોઇપણ જાતનો ભભકો નહોતો, ફક્ત ખાખી રંગના સાધારણ

સોલ્જરનો પોશાકજ હતો. તેની સાથે બીજા અડધોક ડઝન અમલદારો હતા, તે પણ બધા સાદા વેશમાંજ હતા. તેઓ બધા ઉતરતી પંક્તિના અમલદારો હતા, એમ તેમની બાંય ઉપરના લખાણુથી જાણી શકાતું હતું. ચોકની મધ્યમાં તેઓ પહોંચ્યા જ્યાં તેમને જુદા જુદા પ્રાંતોના કોંગ્રેસના પ્રતિનિધીઓ પણ આવી મળ્યા. તેઓએ બધા મળીને લશ્કરની તપાસ લેવી શરૂ કરી. સોલ્જરો બધા "એટેન્શનની પોઝીશન"માં ઉભા હતા, અને ત પાસમાં જે જે ટુકડીની પાસે ગયા તે તે ટુકડીએ ગાયું કે 'અમે પ્રજાની સેવા કરીએ છીએ' અને બેંડ પ્રખ્યાત રાષ્ટ્રીય ગીતો એકદમ જોરથી વગાડતું હતું. દેખાવ બહુ યાદગાર હતો.

આ સાદો પણ ઘણોજ અસરકારક દેખાવ જ્યારે હું જોતો હતો ત્યારે મને યુરોપના દેશોમાં કેવા ભપકામાં શાહી લશ્કરોની તપાસ લેવાતી હતી, તેનો ચીતાર યાદ આવ્યો. બનેના અર્થમાં એ કેટલો ફેર ! આ જ્યારે સ્વતંત્રતા, ન્યાય અને દયાનો નમુનો હતો ત્યારે બીજો જુલમ, ગુલામગીરી અને પાશવી કતલનો નમુનો હતો.

શાહી લશ્કરોની તપાસ વખતે ખાસ કરીને વિદેશીઓને આમંત્રણ કરવામાં આવે છે. અલબત, અહીં પણ લગભગ તેવુંજ હતું. ફેર માત્ર એટલોજ હતો કે પેલી જગ્યાએ મેમાનો મોટા મુડીવાદના તોરવાળા હોય છે, ત્યારે આ લોકના મેમાનો બીચારા મજુર પક્ષના પ્રતિનિધિઓ હોય છે. જ્યારે આવું અવલોકન થતું હોય ત્યારે કેટલાંકને એમ પણ વીચાર આવતો હશે કે અમે અમારા દેશમાં જઇને આવાજ 'રેડ આર્મીઓ, ઉભાં કરીશું'.

હું તો લશ્કરમાં એકઠાં થયેલાં જુદાં જુદાં અંગોનેજ અવલોકતો રહયો. તેમની નીતિ તો કોઇ અજાયબ પ્રકારનીજ હતી. ઘણા તો યુરોપીયન મહાવિગ્રહમાં લડી પણ આવેલા હતા. બધા સોલ્જરોને ખાનપાન પણ સારી રીતે મળતાં હોય એમ લાગતું હતું. તેમની પાસે હથિયારો પણ પુરાં હતાં. તેમનો ડરેસ પણ યોગ્યજ હતો. મોટે ભાગે બધા ખાખી ડરેસમાં હતાં. એક ખાસ

વિભાગ હતો કે જેણે રાતા સુરવાળો અને તેમાંના પણ કેટલાંક કાળા સુરવાળો પહેર્યાં હતા. કેટલાકે છાતી આગળ રાતા પટા બાંધ્યા હતા, તેમના યુનીફોર્મમાં કપડાંની ઉંચી ટોપી, એક જાતનું રાશયન સુરવાળ, પગે ચામડાંના પટા અને ઉંચે સુધીના બુટ એટલું હતું. છતાં તેઓ ઠીક દેખાતા હતા. તેઓ કયી બનાવટની બંદુક રાખતા હતા, તે તો હું નહોતો જોઇ શકયો, પણ મને કહેવામાં આવ્યું કે મોટે ભાગે રેંગલ પાસેથી પડાવી લીધેલી ફ્રેંચ બનાવટની રાઇફલો હતી. સોલ્જરોનો દેખાવ મોટે ભાગે વ્યાપારી વર્ગ જેવો લાગતો હતો. રાઇફલો સાથે બેયોનેટો ખોસેલી હોય છે ત્યારે તેઓ બહુ જુદી જુદી રીતે તે ધારણ કરે છે.

અમલદારો બહુ કુશળ હતા. કોઇનામાં બેડશી કે શેખી મારવાની ટેવ નહિ. તેઓ શાંત, કુશળ અને દયાળુ છે. "રેડ-આર્મી"ના અમલદારો જો કે તેઓ અનુભવથી બહુ ઘડાયા છે પણ તેઓ છે તો બધા જુવાનીઆજ. અમલદારોમાં કોઇ કોઇ આગલા ઝારના જમાનાના પણ છે, તેઓ અહિં પણ બહુ ઉંચા ઓધ્ધા ભોગવે છે. એવા જુના અમલદારો એક પત્રકારમાં ઓળખી શકાય એમ છે. મજુર વર્ગના કેટલાક અમલદારોમાં નથી, એવા કેટલાક ચિન્હો અને ગુણો તેમનામાં હજી રહી ગયા છે. મારી નજદીકમાં બે જણ બેઠા હતા તેમને અવલોકવામાં હું ગરકાવ થઇ ગયો હતો. એક જણાએ એક સેબર પહેરેલું હતું. તેના ઉપર શાહી નિશાન હતું. બીજાએ ઝારના વખતનો કોટ બતાવ્યો અને બંને જણ ખડખડાટ હસી પડયા. તેમના મનમાં આ વખતે શા વિચાર હશે તે મારાથી સમજાયું નહિ. અત્યારની વસ્તુસ્થિતિનો બધાએ અંગીકાર તો કરી લીધો છે, પણ તેમનાં દીલમાં કંઇક પણ દર્દ છે. કારણ કે જયારે એટેન્શનનો પોકાર થયો ત્યારે નવા જમાનાના સઘળા સમાજવાદી અમલદારો એકદમ લાઇનમાં પડી ગયા જયારે પેલા બે શખ્સો ધીમે રહીને આળસખાતા આવીને ઉભા.

અવલોકન થઇ રહયા બાદ અત્યારની પરિસ્થિત અને તેને અંગેની જરૂરીઆતી ફરજો ઉપર લીઓ ત્રોટ્સ્કીએ એક અસરકારક

ભાષણ આપ્યું હતું. તેનો અવાજ બહુ મધુરો છે, ચોકમાં એકઠા થયેલા સઘળામાંથી કોઇનો પણ એવો અવાજ હોય એમ હું ધારતો નથી. ન્યુયોર્કના "ટાઇમ્સ"માં મેં હમણાં વાંચેલું કે ટ્રોટ્સ્કીને તો કેન્સરનો રોગ થયો છે અને હવે પછી તેના પરિણામે ટ્યુબરક્યુલોસીસ થઇને મરી જશે. પણ હું તો અહિં તેને બહુજ તંદુરસ્ત અને તદ્દન નિરોગી જોઉં છું. આખા ચોકમાં સઘળા એકસરખી રીતે સાંભળી શકે એવા અવાજથી તે બોલતો હતો, એનો અર્થ શું? રોગીઓ ભાગ્યેજ એમ બોલી શકે. બીજા પ્રાંતોના પ્રતિનીધીઓએ પણ ભાષણો કર્યાં હતાં. ટ્રોટસ્કી તેમાં બહુ ઉત્સાહ લેતો દેખાયો, અને વારે ઘડીએ હર્ષનાદમાં આગેવાની લેતો હતો.

ભાષણો ખતમ થયા બાદ કવાયદ શરૂ થઇ. એક લાઇનમાં ૬૦૦૦૦ માણસો હશે, એમાં નઉકાખાતાના માણસો પણ હતાં, સીવીલીઅનો પણ હતા. બીજા દેશોમાં લશ્કરીઓ સાથે સીવીલીયનો ભાગ્યેજ ઉભા રહે છે, કારણ કે તેઓ પોતાને સાધારણ જનસમુહથી ઉંચા માને છે, રશીઆમાં એમ નથી. અહીં તો "રેડ આર્મી" એટલે પ્રજાકીય લશ્કર, એમજ સમજવામાં આવે છે અને એ લશ્કર પણ કામદાર વર્ગની એક સંસ્થા છે. એમ ગણવામાં આવે છે. જેવાં બીજા દેશોમાં ટ્રેડ યુનીયનો છે તેમ. પ્રજા અને લશ્કર એક બીજાને માટે મગરૂર છે. એટલે આ પ્રદર્શનમાં પણ ભીન્નભાવ ન દેખાય એ બરાબરજ છે.

સરઘસની ગોઠવણ પણ ધ્યાન ખેંચનારી હતી. સોલ્જરો, ખલાસીઓ, નવા શીખાઉ અમલદારો, શાળાના વીદ્યાર્થીઓ, યુનીવર્સીટીના વીદ્યાર્થીઓ, સ્થાનીક પોલીસ, કારખાનાનાં કામદારો, ટ્રેડ યુનીયનો ઇ. ઇ. એમ અનુક્રમે ગોઠવાયાં હતાં. પ્રજાકીય સરકારની તાલીમનો આબેહુબ નમુનો દ્રષ્ટીગોચર થતો હતો.

સમાજવાદી પક્ષના જુદા જુદા વીભાગો જોઇને હું બહુ રાજી થયો. કેટલાક લડાઇના કેદીઓ હતા જેમને સમાજવાદી બનાવવામાં આવ્યા છે. જર્મન, ઓસ્ટ્રીયન, પોલીસ અને બીજી પ્રજાઓનું પણ વર્ગીકરણ કરવામાં આવ્યું હતું, કેટલાક રશીયનો

અમેરીકા જઇ આવ્યા હતા, તેમને અમેરીકાના પ્રતીનીધીઓ તરીકે ઓળખવામાં આવતા હતા. રશીયન વીપ્લવમાં સમાજવાદી પક્ષ તે તેના મગજ અને કરોડના હાડકા બરાબર ગણાય છે. તેના આત્મા વીષે આપણે અત્યારે ધ્યાન આપતા નથી. જ્યાં જોખમ અને ફરજનો સવાલ હોય ત્યાં મોખરે તો સમાજવાદીઓજ ઉભા રહેવાના. કોઇ પણ અણીને પ્રસંગે તેમના ઉપરજ આધાર રાખવામાં આવે છે. જ્યારે આ પ્રદર્શનમાં સઉથી વધુ સાદાપણુ તેઓજ દેખાતા હતા. તેઓ સાદા કામદાર માણસો છે. તેઓ યુનીફોર્મ પહેરતા નથી. પણ દરેક પાસે બેયોનેટ જડેલી રાઇફલ તો હોય છેજ. તેઓ બહુ જબરા વીપ્લવકારીઓ છે. અને લડાઇના વખતે બહુજ ભયંકર છે. મુડીવાદવાળા કોઇપણ દેશ પાસે એવું લશ્કર નથી કે જે તેમને લડાઇમાં સમાન જનસંખ્યામાં પુરૂં પડે. નજીવાં લશ્કરોનો તો તેમની આગળ હીસાબજ નથી. પેરેડમાં રેડ–આર્મી કરતાં પણ તેમને આગળ ગોઠવવામાં આવ્યા હતા. તે આ ઉપરથી સમજાશે. રશીઆમાં સમાજવાદીઓ લડાઇમાં પહેલે નંબરે છે. પછી બીજી વાતોમાં મેં તેમને મારી નજીક રહીને કુચ કરતા જોયા. તેઓ હજારોની સંખ્યામાં હતા. મારી આખી જીંદગીમાં કોઇ પણ મનુષ્યજાતના સમુહ તરફ મેં જેટલું તેમની તરફ ટીકીટીકીને જોયું છે તેટલું નથી જોયું.

આ પ્રજાકીય પ્રદર્શન જોવાથી મને એટલી બધી અસર થઇ કે હું ઘેર જઇને વીચાર કરવા લાગ્યો કે ચીકાગોથી મોસ્કો સુધી આવીને આટલી પેરેડ જોવામાંજ મારી લાંબી મુસાફરી સાર્થક થઇ છે. હું બીજું કંઇપણ ન કરતે અથવા કંઇ પણ ન કરૂં તોપણ ચાલે એમ છે.

## ( ૧૨ )

("ફેડરેટેડ પ્રેસ" ને માટે વીલીયમ ઝેડ ફોસ્ટરે લખેલો આ ૧૨ મો લેખ છે. રશીઆમાં ઝારશાહીના વખત પછી કેવો ફેરફાર થયો છે તેનો તેઓ એક ચીતાર રજુ કરે છે. અ૦ ફે૦ પ્રે૦)

મોસ્કો, તા૦ ૨૦ મી જુન ૧૯૨૧.

આજે મને બહાર જતાં બહુ આનંદદાયક દેખાવ નજરે પડયો. કમ્યુનીસ્ટ ઇંટર નેશનલની ત્રીજી કોંગ્રેસ ખુલ્લી મુકવા માટે જાહેર કેળવણી ખાતાંના વડાએ તેને માટે ગોઠવણ કરી હતી. તેમાં ભાગ લેનારામાં છોકરા, છોકરીઓ, સીવીલ અને લશ્કરી ખાતાંના અમલદારો હતા. જેઓ રશિયાના જુવાન બાળક બાળકીઓની તંદુરસ્તી માટે બહુ દરકાર રાખે છે અને જેમનું અંતિમ લક્ષ્ય તેમને મોટપણમાં અચ્છા લશ્કરીઓ બનાવવાનું હોય છે. અમારી પાર્ટીને બપોરે બાર વાગે કોન્ટીનેન્ટલ હોટેલમાં મળવાની ખબર આપવામાં આવી હતી. તે હોટેલમાં કોંગ્રેસના બહારના પ્રતિનિધિઓ પણ આવીને ઉતરેલા હતા. હું ત્યાં ૧૧ા વાગે પહોંચ્યો તે પહેલાં તો ત્યાં બીજા મેમાનોની પણ ગાડીઓની હારનેહાર બંધાઇ ગઇ હતી. અને ત્યાર પછી તેઓને કોંગ્રેસ ખુલ્લી મુકવાની ક્રીયા માટે જવાનું હતું. મને અજાયબી તો લાગી, પણ પછી સમજ્યો કે રશિયામાં તો આપેલા ટાઇમ કરતાં ઘણાં કામ એકાદ બે કલાક પાછળ થાય છે નહિ કે આગળ.

૭ એક માઇલની મોટરમાં મુસાફરી કરતાં અમે મેળાવડાને સ્થાને એટલે સ્પેરોહીલ આવી પહોંચ્યા. અમે જ્યાં ઉતર્યા ત્યાંનો દેખાવ બહુ રમ્ય હતો, ડુંગરની તળેટીમાં જંગલો, ખેતરોનો ઇ. દેખાવ બહુ મનોહર લાગતો હતો કે જેમાંથી મોસ્કો નદી ધીમી ગતીએ વહેતી હતી, ત્યાંથી એક બાજુએ રમણીય મોસ્કો શહેર નજરે પડતું હતું કે જેના દેવળોના કળશ ઇ. સુર્યના પ્રકાશમાં ચળકાટ મારી રહયા હતા. મને કહેવામાં આવ્યું હતું કે નેપોલીયને પોતાની કમનસીબ હાર આ જગ્યાએજ ખાધી હતી. ડુંગરના શીખર પરથી ઉતરીને અમે જરા નીચાણ ઉપર આવ્યા કે જે જગ્યા કુદરતેજ અખાડા જેવી બનાવી હતી. ત્યાં અમારે માટે બેસવાને માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. થોડીવાર પછી રમત ગમત શરૂ થઇ. હજારો છોકરા અને છોકરીઓ દોડવા લાગ્યાં. હાજર રહેનારામાં રેડ-આર્મીના અમલદારો, શાળા,

પાઠશાળા, પ્રાથમીકશાળા, અખાડાશાળા ઇ. ના પ્રતીનીધીઓ હતા. છોકરા છોકરીઓએ નાના નાના તંગીઆ પહેર્યાં હતા. રાતો વાવટો તો સર્વ સ્થળેજ હતો. પહેલાં તો રમત ગમતમાં ભાગ લેનારા (૧૦૦૦૦ જેટલાં તો અમે ગણેલાં) એક લાઇનમાં ગોઠવાઇ ગયાં ત્યારબાદ તેઓએ પેરેડ કરવા માંડી. આ પેરેડમાં ધ્યાન ખેંચનારામાં રેડ આર્મીમાંની કેટલીક છોકરીઓની એક ટુકડી હતી. તેઓએ એકસરખો પોશાક પહેર્યો હતો, અને બેયોનેટવાળી રાઇફલો ખભે મુકી હતી અને માણસોની હારમાંજ તેઓ પણ ગોઠવાઇ ગઇ હતી. તેઓ કપડાંની ટોપી, ખાખી જાકીટો અને ટુંકી ઘાઘરીઓથી બહુ સુંદર લાગતી. અમેરીકનો કે જેઓ પોતાના દેશની નીર્બળ સ્ત્રીઓ જોઇને કંટાળી ગયા હોય છે તેઓ તો સ્ત્રી સોલ્જરોને જોઇને એકદમ અજાયબ થાય છે, પણ જેઓએ રશીયાની મજબુત સ્ત્રીઓ જોઇ છે તેઓ તો બીજોજ વીચાર બાંધશે. આ દેશની સ્ત્રીઓને ભપકાદાર અને મજબુત અંગ જોઇને અમેરીકન પ્રતીનીધીઓ અજાયબજ થતા આવ્યા છે.

પેરેડ ખતમ થયા બાદ લશ્કરી કવાયદો થવા લાગી. પ્રજાનાં શરીર કસવાને માટે જર્મની, સ્વીડન અને બીજા દેશોમાં જે પ્રકારની કવાયદ કરવામાં આવે છે તેવાજ પ્રકારની આ હતી......... જેઓએ તેની કસરતો જોઇ હશે તેમને તે વિષે વર્ણન આપવાની કંઇ જરૂર નથી.

તે પછી બેયોનેટ અને તરવારની કસરતો થઇ હતી, જે સઘળું ઘણું સરસ હતું. પણ એક જાતની યુધની જે કસરત કરવામાં આવી હતી તે તો બહુજ હેરત પમાડનારી હતી. તે બેંડ સાથે કરવામાં આવી હતી. એ રમત અસલ સ્કોટલેંડમાં નીકળી હતી અને વીપ્લવ પહેલાં જાગીરદારીના જમાનામાં તે બહુ લોકપ્રીય હતી. બોલ્શેવીકોએ એ રમત માટે આખા જન સમુહમાં શોખ ઉપજાવ્યો છે. એક જોડી નાચતી નાચતી બહાર નીકળે તેની સામે બીજી ટોળી નીકળે તેઓ વલણુ મારે, આમ ફરે, તેમ ફરે અને જ્યાં ઢોલનો છેલ્લો અવાજ થાય કે તરત અટકી જાય. આ પ્રમાણે દશ મીનીટ સતત ચાલુ રહે અને જાણે કે ખુનખાર

મુખ્ય થતું હોય તેવુંજ દેખાય. ૫૦૦ જેટલા નાગા છોકરાઓને ટુકડીઓમાં વહેંચાઇ ગયેલા જોવામાં બહુ આનંદ આવતો હતો. ત્યારબાદ 'હેનર એન્ડ શોવેલ'ની કસરત થઇ હતી. તે કસરતમાં એક જાણીતી કસરતશાળાના ૨૦૦ છોકરાઓએ ભાગ લીધો હતો. ત્યાર પછી ઠલણુ ગાડીનો પ્રયોગ થયો હતો. તે પણ અસરકારક હતો. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આવા સાધારણ લોકોમાં સંગીત આટલું બધું આગળ વધેલું હશે. પણ રશિઅન વીપ્લવે તો અલબત બધું બતાવી આપ્યું છે. ત્યાર પછી "જુલમગારની પડતી" એ નામે ખેલ ભજવાયો હતો. તે પણ બેંડ સાથે ભજવાયો હતો. પોશાક રોમન જાતનો રાખવામાં આવ્યો હતો. એક જણ લુટારૂ જુલ્મગાર બન્યો અને બીજા ૧૨ જણા લુંટાયલા કામદારો બન્યા, પેલા કામદારોએ સંગીતની સાથે સાથે મજુરી ખેંચતાણ, ઉચકવું, હથોડા ઠોકવા, પથરા ફેંકવા ઇ૦ બધુ અચ્છી એકટીંગ સાથે સંગીતના તાલમાં રહીને ભજવી બતાવ્યું. જુલ્મગાર તો તે બધાની કંઇ દરકારજ કરતો નહોતો, કોઇ કોઇ વાર કામદારોમાંનો કોઇ બળવો કરતો પછી બે ત્રણ જણ બળવો કરતા પણ જુલ્મી રાજા તેમને કચડી નાંખતો અને વળી તેમની પાસે કામ કરાવતો. આખરે તેમાંનો એક જણ થાકથી મરી જાય છે. બીજાઓ ઉશ્કેરાય છે. બધા સાથે મળીને બળવો કરે છે અને જુલ્મગારનો અંત આણે છે. નાટક ખલાસ. હુન્નરકળા, રાજ્યદ્વારી નૈપુણ્ય ઇ૦ માં રશીઆને કેમ કુશળ બનાવી મુકત્ત કરવું તે સમાજવાદીઓ બહુ અચ્છી રીતે જાણે છે.

જો કે ખોરાક ઓછો મળવા છતાં હું છોકરાઓના અંગ જોઇને આશ્ચર્ય પામ્યો. તેઓ ઉઘાડા હતા એટલે હું સારી રીતે નીરીક્ષણ કરી શકયો. તેમના જેટલા સંખ્યામાં અમેરીકન છોકરાઓ એક સાથે એટલા બધા ચાલાક હોય એમ હું ધારતો નથી. મને જે અજાયબી લાગી તે એજ હતી કે વીપ્લવકારો ટુંક મુદતમાં કેળવણી કશરત ઇ. નો કેવી રીતે વીકાસ કરી શકયા. આખા દીવસમાં મેં પચાસોવાર સાંભળ્યું હશે કે તેઓ રશિઆની ભવિષ્યની આશા છે. સમાજવાદીઓ એમ ધારે છે કે અત્યારની પ્રજા

બીચારી બહુ કમનસીબ છે કારણ કે તેમ જો મુડીવાદવાળાઓના વખતના સંસ્કાર પડયા છે. તેઓ કહે છે કે "થોડાં વધુ સરસ અમારા હાથમાં બાળકો સોંપો અને જુઓ કે સમાજવાદી સરકારનું ગમે તેમ થાય તોપણ રશિયામાંથી તો મુડીવાદને અમે જડમુળથી કાઢીએ.

અત્યાર પછી બે જાણીતાં રાષ્ટ્ર ગીતો ગવાયા બાદ મજલીસ ખતમ થઇ હતી. અમે નદીકાંઠે ગયા અને બોટમાં અમે ચા પીધી. અસલ એ હોડકાંઓના માલીક જાગીરદારો અત્યારે કોણ જાણે કયા અજાણ્યા પ્રદેશોમાં નાસી ગયા છે. જ્યારે અમે ચા નાસ્તો કરતા હતા ત્યારે અમને વિચાર આવ્યો કે અત્યારે આ આળસુ મુડીવાળાઓ કયાં હશે અને તેમની મીલ્કતનો આપણે અત્યારે જે ઉપયોગ કરીએ છીએ તે તેઓ જાણતા હોય તો તેઓ શું ધારે ?

## (૧૩)

( લેનીન અને તેના ગોઠીઆઓ સોવીયેટ રશીઆમાં સમાજવાદના સીધ્ધાંતોને છોડીને પાછા મુડીવાદ તરફ વળયા છે, એમ જણાવી અત્રેની કોરપોરેશનના અંકુશ હેઠળ ચાલતા વર્તમાનપત્રો અને મેગેઝીનો બહુ હર્ષમાં આવી ગયાં છે. ફેડરેટેડ પ્રેસના કમીશન હેઠળ મી૦ ફોસ્ટર જે આ લેખમાળા લખે છે તે કહે છે કે એ સોકો ઇંડા મુકાવા પહેલાં બચ્ચાં ગણવા જેવી વાત કરે છે, ફોસ્ટર એમ શા માટે જણાવે છે તે નીચે મુજબના તેના ૧૩ માં લેખ ઉપરથી સમજાશે. અ૦ ફે૦ પ્રે૦ )

મોસ્કો, તા૦ ૨૧ જુલાઇ ૧૯૨૧.

રશીઆની આર્થીક પ્રગતીને માટે સોવીયેટ સરકારે ગયે વર્ષે ત્રણ પગલાં ભર્યાં હતાં, જેથી આખી દુનીઆમાં ગંભીર અસર થઇ હતી.

(૧) મોટાં રાજ્યો સાથે બંધ પડેલો વ્યવહાર પાછો જાગ્રત કરવા, અને તેમની સાથે આર્થીક સંબંધનો વીકાસ કરવા થયેલા જોરદાર પ્રયત્નો.

( ૨ ) પરદેશના મુડીવાળાઓને રશીઆમાં ઉદયોગો સ્થાપવા આપવામાં આવેલી પરવાનગી.

( ૩ ) સરકારની સખ્ત ઉદયોગીક ઇજારાની પધ્ધતીનો નાશ અને સ્વતંત્ર વેપારની સ્થાપના.

આમાંની પહેલી દરખાસ્તનો અર્થ મુડીવાળા દેશોએ એમ કર્યો કે સમાજવાદીઓ પાછા મીલકતની માલેકી તરફ ધ્યાન આપવા લાગ્યા છે. બીજી દરખાસ્તથી તેઓ વધુ હર્ષમાં આવી ગયા કે હવે તો જરૂર સમાજવાદ પડી ભાંગવાનો અને ત્રીજી દરખાસ્ત તો મુડીવાદ-વાળાઓને માટે ચોકખી હર્ષના સીગનલ જેવી થઇ પડી, એ ઉપરથી તો તેમને એમજ લાગ્યું કે રશીયામાં હવે સમાજવાદનો અંત આવી ગયો અને મુડીવાદનો પુનર્જન્મ થયો.

ઘણા વીચારકો અને વીપ્લવકારો અને સોવીયેટ રશીઆના મીત્રો તો ગભરાયા કે દુનીયાને, સોવીયેટો પાછા મુડીવાદ તરફ વળે એમ માનવાને શું કારણ મળ્યું ?

આ લેખદવારા હું મારા અમેરીકન મીત્રોને સમજાવવા માગું છું, કે આ ત્રણ પગલાંનો અર્થ શો છે, અને તેની અસર શી થાય છે, પણ તેમ કરતાં પહેલાં રશીઆને એ ત્રણ પગલાંનો અમલ કયા સંયોગો હેઠળ કરવામાં આવ્યો તે જણાવવું આવ શ્યક થઇ પડશે.

રશીઆનો આર્થીક મામલો બહુ બારીક છે, લાંબા વીગ્રહો અને સામાજીક તેમજ ઉદયોગીક મહાન વીપ્લવોને લઇને દેશના ઉદયોગો લગભગ નાશ પામવા જેવી સ્થીતીમાં આવી પડયા તેને લીધે લોકોને જે જે જરૂરી ચીજો જોઇએ તેનું ઉત્પાદન પુરવુ-યઇ શક્યું નહી. ઉદયોગો એકદમ શરૂ કરવામાં પ્રથમ મુશ્કેલી તો ખોરાકની તાણુજ છે. આ ખોરાકની તંગાશના ઘણાં કારણો ઉભાં થયાં છે.

( ૧ ) ગયા વર્ષનો દુકાળ.

( ૨ ) પ્લેગ કે જેથી ઢોર અને ખેતીવાડીના જાનવરોનો મરો નીપજ્યો.

( ૩ ) લડાઇમાં પુષ્કળ માણુસો માર્યાં ગયાથી મજુરોની અછત.

( ૪ ) અને સઉથી મોટું કારણુ જડવાદી ખેડુતોનું જડકીપણું અને ટુંકી નજર, ખેડુતો અને બીજા વચલા વાંધાના લોકો વીપ્લવનો આંતર હેતુ સમજી શકતા નથી. તેઓનું વલણુ એવું છે કે ફક્ત પોતાના ઉપયોગ જેટલું અનાજ પકવવું. શહેરના કામદારોને પુરો પાડી શકાય તેટલો ખોરાક તેઓ પકવતા નથી, તે કારણુથી કામદારો, પોતાના ઉદયોગો મંદ પડી ગયલા હોવાથી તેમને ( ખેડુતોને ) જોઇએ તે પ્રમાણુમાં કપડાં, મશીનરી, જોડા ઇ૦ જે તેમની જરૂરીઆતો છે, તે પુરી પાડી શકતા નથી. ખેડુતો ચલણી નોટોનો પણુ સ્વીકાર કરતાં નથી, કારણુ કે તે વડે તેમને જોઇતી વસ્તુઓ મળી શકતી નથી, અને એમ અનુમાન સહજ કરી શકાય કે ગાંસડાબંધી ચલણી નોટો આપે તોએ કોઇ પરદેશી તો તેમને કાંઇ સામાન આપેજ નહી.

આ પ્રમાણે, ખેડુતોથી આવી વર્તણુંકથી બીચારા શહેરવાળાઓને પુરતો ખોરાક મળતો નથી, આથી આખા આર્થીક પ્રકરણુ ઉપર અસર થઇ જેનું પૃથકરણુ નીચે મુજબ થઇ શકે છે:—

( ૧ ) કામદારોને પુરતો ખોરાક નહી મળતો હોવાથી તેઓ પુરતી ચીજો ઉત્પન્ન કરી શકતા નથી.

( ૨ ) અને તેમને પુરતો ખોરાક નથી મળી શકતો, તેનું કારણુ એ છે કે તેઓના હાથ પર ખેડુતો પાસે અનાજ લઇ તેના બદલામાં આપવાને પુરતી જરૂરીઆતો ચીજો નથી.

કામદારો ખેડુતોને કહે છે:—"અમારા શરીર ટકી રહે તેટલા પુરતો અમને ખોરાક આપો અને અમો તમને જે જોઇએ તે વસ્તુઓ બનાવી આપીશું."

ખેડુતો જવાબ આપે છે:—"પહેલાં તમે અમને જે વસ્તુઓ જોઇએ છે તે પુરી પાડો અને પછી અમે તમને પુષ્કળ અનાજ પુરું પાડીશું."

એટલે કામદારોની સ્થીતી કેવી થઇ છે તે જુઓ.

"તેઓને ખાવાનું નહી મળતું હોવાથી તેઓ કામ કરી શકતા નથી, અને તેઓ કામ કરી શકતા નથી માટે તેઓને ખાવાનું મળતું નથી."

એકંદરે એ પરીણામ આવ્યું કે બધા ઉદયોગો ધબાયનમઃ થઇ ગયા.

આવી માઠી અસરો મટાડવા ઉપર અને ચીજોનું ઉત્પાદન વધારવા ઉપર વીપ્લવની ફતેહનો આધાર છે. અત્યારનાં રશીઆનું એ મોટામાં મોટું કામ છે. ખેડુતોને ઠેકાણે લાવવા કામદારો અડધા ભુખે મરીને પણ જો ચીજોનું ઉત્પન્ન વીશેષ કરી શકે તો તે એ એક રસ્તો છે, પરંતુ તેમાં કામદારોના આત્મ ભોગની અપેક્ષા રાખવી પડે, અને અત્યારે બને છે પણ તેમજ, પણ એ એક એવી ચાલુ મુશકેલી છે કે જેમાં આખરે ફતેહ મળે કે વખતે ન પણ મળે. લડાયક કામદારોને કોઇ સહેલો રસ્તો જોઇએ છે તેઓ કોઇ ભાડુતી સાધાનોનો આશ્રય લેવા માગે છે, તેટલાંજ માટે અને તેટલાજ સમય પુરતાં તેઓ મુડીવાદના કેટલાક સાધનોનો ઉપયોગ કરવા માગે છે. ઉપર જે ત્રણ દરખાસ્તો મુકવામાં આવી છે તેનો સાચો અર્થ એ છે.

એ સીધ્ધાંતોથી શું કામ લેવામાં આવનાર છે, તે પ્રથમ આપણે જોઇ શું, અને પછી આપણે નીર્ણય ઉપર આવી શું કે મુડીવાદવાળાઓ વીપ્લવના જે જોખમો બતાવે છે તે બરાબર છે કે નહી.

એ ત્રણ સીધ્ધાંતો.

(૧) ઉદયોગીક બાજુ તરફથી આર્થીક મામલાની ખરાબ સ્થીતી ઉપર હુમલો કરે છે.

(૨) ખેડુતોની સાથે જોઇતા પ્રમાણમાં આવેલો બદલો કરી શકાય એટલી ચીજો મેળવી શકાય (તેમાં શહેરના કામદારોની જરૂરીઆત જેટલી વસ્તુઓ પહેલેથીજ આટોપી લેવામાં આવે.)

(૩) દેશ પરદેશો સાથે વેપારી સંબંધ બાંધ્યાથી રશીઆ પોતાની કાચી પેદાશો દેશાવર મોકલી શકે, અને તેના બદલામાં પાકો માલ મેળવી શકે, ખાસ કરીને મશીનરી, કે જેથી ઉદયોગીક કામદારોની શકિત વધે અને તેઓ પોતાનું ઉત્પાદન વધારે.

(૪) પરદેશી મુડીવાળાઓને કારખાના સ્થાપવા માટે કામચલાઉ પટા કરવાથી દેશની નીપજમાં વધારો થાય, અને.

(૫) "સ્વતંત્ર વેપાર" નું ધોરણ રાખેલું હોવાથી દરેક કામદાર વ્યક્તીગત વધારે કામ કરવાને ઉત્સાહી બને.

(૬) કામદારો બને તે કરતાં વધારે માલ ઉત્પન્ન કરી પોતાના સહકારીઓની મદદથી ખેડુતોને આપે અને તેના બદલામાંથી અનાજ મેળવે.

(૭) આ પ્રમાણેના ઉદયોગીક કાર્યક્રમની સાથે અને વધારામાં ખેડુતો સાથેની સરકારી રાજ્યનીતી પણ બદલી શકાય.

અત્યાર સુધી લડાઇ ઇ૦ કારણે સરકાર ખેડુતો પાસેથી તેમને પેટ પુરતા કે બલ્કે થોડાજ રહેવા દઇને બધો ખોરાકનો જથો હાથ કરતી હતી. સરકાર ખેડુતોને તેનો બદલો આપવા અશકત હોવાથી માથાના ફરેલ ખેડુતો પોતાને ચાલી રહે તેટલુંજ અનાજ પકવવા લાગ્યા, તેઓએ વીચાર કીધો કે વધારે પકવવાની તસ્દી શા માટે લેવી. આપણે માટે તો કશું રહેવા દેવામાં આવતું નથી. તેઓ એવી રીતે અનાજ પકવતા બંધ થયા, અને મામલો વધારે બગાડી મુકયો.

ખેડુતો પાસેથી તેમની જરૂરીઆત જેટલું રાખી બાકીનું લઇ લેવું, એ એક જાતનો ખોરાકના આકારમાં ભારે કર હતો. હવે એ વેરો કાઢી નાંખવામાં આવ્યો છે. હવેની પધ્ધતી મુજબ તેમને સરકારને અમુક નીમેલો હીસ્સો આપવાનો હોય છે, એવા કાયદાથી તેઓ વધારે અનાજ ઉત્પન્ન કરવા લલચાય છે, તેઓ જો વધારે કામ કરે, તો તેમને વધારે વળે તેઓના મેલકુદ ભેળ

પણ એટલું તો સમજે છે. એનું પરીણામ પણ અલબત સંતોષકારક આવ્યું છે, ખેતીવાડીનો વીસ્તાર વધી ગયો છે અને ખેડુતોમાં નવો ઉત્સાહ આવ્યો છે.

આ પ્રમાણે ઉદયોગીક અને ખેતીવાડીને લગતા કાર્યક્રમો અમલમાં મુકવાથી, દેશ પરદેશ જોડે વેપારી સંબંધ બાંધવાથી, મુડીવાળાઓને પરવાનગી આપવાથી, સ્વતંત્ર વેપારના ધોરણથી બનાવટનો માલ વધારે ઉત્પન્ન કરવાથી અને ખેતીના વેરામાં યોગ્ય ફેરફાર કરવાથી, અનાજનો જથો વધુ પકાવાથી–વીશ્વાસ પુર્વક રીતે એમ આશા રાખવામાં આવે છે, કે થોડાજ સમયમાં ઉદયોગની મંદી મટાડી દેવામાં આવશે આર્થીક પ્રકરણનું કોકડું ઉકેલાશે અને છેલ્લે વીપ્લવનો વીજય થશે.

પણ ઉપર મુજબ પગલાં ભરવામાં કેટલાંક જોખમો છે, તે તો પહેલા સમાજવાદીઓ પોતેજ કબુલ કરે છે. તેઓ બહુ સારી રીતે સમજે છે, કે એ કાનુનો વસ્તુતઃ મુડીવાદના છે, અને તેઓ વચલા વાંધાના લોકોને ઉશકેરે છે કે જેઓ વીપ્લવની પ્રગતીને આધાત રૂપ થઇ પડે છે, પણ સમાજવાદીઓ એટલું પણ સમજે છે કે એ કાનુનોથી બુરા કરતા ભલું વધારે થવાનું છે, અને અત્યારે સોવીયેટો એટલા બધા તઇયાર થઇ ગયા છે કે રશીઆમાં મુડીવાદ ફરીથી ધુસી શકેજ નહી. હવે જોખમો કયા કયા છે તે આપણે ટુંકમાં તપાસીશું.

દેશપરદેશ સાથેનો વેપારી સંબંધ બહુ ભયકારક નથી તેના ઉપર સરકારનો સંપુર્ણ અંકુશ રહેશે, અને તેથી નવા મુડીવાદને દાખલ થવા માટે કોઇ કારણ મળશે નહી. પરદેશના મુડીવાળાઓને ઉદયોગ સ્થાપવાની પરવાનગીના સંબંધમાં પણ એમજ થવાનું. અલબત, આ વીદેશી લુટારાઓ પોતાના રક્ષણની ગેરંટી માગશે છતાં પણ તેઓ જે શરતો ધરશે તેના ઉપર કાબુ રાખનારી શરતો આ સરકાર સામી ધરશે, અને તેમના વસીલો બીલકુલ ફેલાવા દેશે નહી. પરવાનગીઓના સંબંધમાં રશીયન સમાજવાદીઓનો શો મત છે, તે વીષે મોં૦ કેમેનેફે થોડા વખતપરજ

જણાવ્યું હતું. તેણે જણાવેલું કે રશીઆનો આર્થીક ઉધ્ધાર તેના ઉદયોગો વધારવાથીજ થશે, રશીઆ પાસે અત્યારે કારખાનાંને લગતાં વધારે સાધનો નથી. મુડીવાળા દેશો પાસે આ સાધન છે, અને રશીયાને તે મેળવવા માટે એક અબજ વીશ કરોડ ડોલર જેટલો ખર્ચ કરવો પડે એમ છે. અને વગર ખર્ચે રશીઆ તેમ કરી શકે તેટલાજ માટે વીદેશીઓને કન્સેશન્સ આપવા ધારયા છે, કેમેનેફ તો નીડરતાથી એટલે સુધી કહે છે કે "અમે જેટલા પાવડા કોલસાના અને જેટલી બાલદી પેત્રોલીયમની મુડીવાળાઓની મદદથી વધારે મેળવી શકીશું તે વડેજ અમે રશીઆમાં મુડીવાદની ઘોર ખોદીશું" એટલે એ દીશા ભણી પણ વીપ્લવકારોને ઝાઝો ભય દેખાતો નથી.

"સ્વતંત્ર વેપાર"ના ધોરણની સ્થાપના એ બહુ ગંભીર બાબત છે, કારણ કે તેથી વ્યકતીને જોખમે માલ બનાવવો અને વેચવો રહયો. સમાજવાદી રશીઆના અંગમાં આ પ્રમાણે મુડીવાદ રૂપી ઝેરનું નસ્તર મારવા બરાબર છે, વીપ્લવકાર રાજનીતીજ્ઞો તેનું પણ નીવારણ કરવા બહુ જુસ્સાદાર છે. મુડીવાદનો રોગ અટકાવવા પહેલેથીજ પુષ્કળ સંભાળ રાખવામાં આવે છે. કામદારો જે વધારાનો માલ ઉત્પન્ન કરે, અને જે ખેડુતોના પાકની સાથે અદલો કરવાના કામમાં આવે, તે બધા માલની સહકારીઓના હાથેજ નીકાલ થાય. ખાનગી માલેકો અને વેપારીઓના ઉપર કુહી બંધ રીતે અંકુશો રાખવામાં આવશે.

ગમે તેમ થાય તો પણ, કાચા માલનો જથો, મુખ્ય ઉદયોગો, આવક જાવકનો વ્યવહાર, રાજસતા રેડઆર્મી આ બંધુ કામદારોની સતામાં રહેવાનું. આવા પ્રતીકુળ સંયોગોમાં ભયંકર મુડીવાળો વર્ગ શી રીતે ઉભો થઇ શકે, એ હું તો સમજી શકતો નથી, તેમ બનેજ નહી. જે કંઇ બનશે તે એટલું કે ટુંક મુદતને માટે સહાયકારી પધ્ધતીની નીતી એ ઉત્પાદ કત્વ વધી જશે, અને તેથી રશીઆની આર્થીક સ્થીતીમાં સુધારો થશે, રશીઆના સમાજવાદી નેતાઓ પોતે શું કરી રહયા છે, તે બરાબર સમજે છે.

મેં જે સારાંશ સમજાવ્યો તે નહી કબુલ કરે એવા સોવી-એટ રશીઆ ઉપર ટીકા કરનારાઓ છે. તેઓ એવો અભીપ્રાય દર્શાવે છે, કે ઔદયોગીક સ્થીતીના બારીક મામલાને લીધે શ્રીમંત કરોડીઆઓ ઉભરાઇ ઉઠશે, અને હવે અત્યારે મધ્યમવર્ગને માટે તો જાહીરાત જેવું કર્યું છે. એટલે મુડીવાળાઓ ઝાંખરાની પેઠે વચ્ચે જશે, અને સમાજવાદના બારીક તંતુઓને કચડી નાંખશે.

જ્યારનો હું અહીં આવ્યો છું, ત્યારનો મધ્યમ વર્ગના લોકોને માટે ખાસ જ્ઞાન મેળવવા તેમના લતામાંજ રહું છું, અને સ્પારગો તેમજ બીજા વીપ્લવના વીરોધીઓ જેમને તે લોકો વીષે વધુ બાતમી છે, તેમને વારંવાર મળતો રહું છું. પણ અત્યાર સુધી તો તેમની કંઇ હીલચાલ માલમ પડતી નથી. અરે, હું, એટલે સુધી છાતી ઠોકીને કહું છું, કે તે વર્ગનું હવે અસ્તીત્વજ નથી. અલબત, એટલું તો ખરૂં છે કે, અત્રેના કેટલાક અપ્રમાણીક માણસોએ અત્રેની દુર્વ્યવસ્થાનો લાભ લઇને પોતાના નફાને માટે સટો ખેલ્યો છે, અને આવા સામાજીક, રાજદવારી અને ઉદયોગીક બારીક મામલાના પ્રસંગમાં એમ બનવું શકય નથી શું? પરંતુ તેમની હીલચાલથી કોઇ મુડીવાળો વર્ગ ઉપ-સ્થીત થયો છે એમ જો જણાવવામાં આવતું હોય તો તે તદન જુઠું છે. એવા મુડીવાળા વર્ગનું અત્રે અસ્તીત્વજ નથી. એટ-લાંથીજ એ સાબીત થતું નથી પણ તે ઉપરાંત બીજા પણ કારણો છે:-

કે આધુનીક રસીયામાં (૧) કોઇ પણ માણસ પાસે પોતાની ખાનગી તરીકે કંઇ પણ મશીનરી કે શાધનો નથી કે જેના ઉપર તે વર્ગ મોજ કરે. (૨) ખાનગી ધન એકઠું કરવાને માટે એક પણ સાધન કોઇ માણસ પાસે નથી.

પ્રથમ મુદ્દાની સાબીતી:-

જેટલા ઉદયોગો છે તેમાંના સેંકડે ૯૦ ટકા તો પ્રજાકીયજ છે અને તે બધા સરકારના હાથમાં છે. બીજા દશ ટકા જેટલા જે ઉદયોગો બાકી રહયા, તે કામદારોના સહાયકારીઓના હાથમાં છે.

એટલે એ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે, કે જે મુડીવાદ વીશે વાતો ચાલે છે, તે છેજ નહી, અને ધારો કે હોય તો પણ તેમની પાસે પોતાના ઉદયોગો નહી હોવાથી ધનપ્રાપ્ત કરે ક્યાંથી ? બજારોમાં તો વેપાર થતોજ નથી, એટલે પછી ચોરીનો માલ કે ગમે તે પ્રકારનો માલ તેઓ વેચીજ ક્યાં શકે ? અને હું મારા આગલા એક પત્રમાં જણાવી ગયો છું, તેમ વેચવાલ કે ખરીદી એવું કંઇ છેજ નહી અને હોય તો તે એટલું બધું કમતી છે કે તેમ હોય તેમ માલમ પડતું નથી.

અત્રે જેટલા મોટા સ્ટોરો છે, તેમાંના પણ ૯/૧૦ તો પુરેપુરા તાળાં સામે બંધજ રહે છે, હવે ૧/૧૦ ભાગ જેટલા ખુલ્લા છે, તેમાંથી તો સર્વને સરકાર ધારા પ્રમાણે દરરોજ વહેંચણી કરવામાં આવે છે. લશ્કરીઓને માટે જે ખોરાકનો સ્ટોક ખુલ્લો હોય છે, તેમાં માલનો ઝાઝો સ્ટોક રાખવામાં આવતો નથી. શહેરની બજારોની હદ એકદમ નજીવી છે અને તેમાં જે લોકો વેપાર કરે છે તે ફ્કત પોતાના ગુજરાન જેટલું મેળવવા જેટલોજ નફો કરી શકે છે, દોલત કમાવાની તો આશાજ ન હોય.

બજારોમાં અને સ્ટોરો આગળ જે પધ્ધતી ચાલુ દેખાય છે, તે એ છે કે શહેરની આજુબાજુના ગામડાંનાં લોકો અનાજ ઇ૦ લઇને શહેરમાં આવે છે, અને તેને બદલે પોતાની જરૂરીઆતની વસ્તુઓ અથવા રમકડાં ઇ૦ મોજશોખના સાધનો શહેરના બજારોમાંથી લઇ જાય છે, અને તેની સાથે સાથે વીપ્લવના જમાના આગળના સ્ટોરકીપરોએ જે કંઇ માલ ચોરી છુપીથી સંઘરી રાખ્યો હોય તે ચોરી છુપીથી લઇ જાય છે. ઉદયોગ અને વેપારની જયાં આવી સ્થીતી હોય ત્યાં મુડીવાળાઓ ઉભા થાય એ ખ્યાલજ હાસ્યાસ્પદ છે.

## હવે બીજો મુદો:-

ધારો કે ઉદયોગ અને વેપાર સાથે પણ કોઇ જાતનો સંબંધ ન રાખતા મધ્યમ વર્ગના લોકો (હવામાંથી) ધન મેળવે છે, પણ તેઓ ધન કોને કહી શકે ? તેની કંઇ વ્યાખ્યા તો હોવી જોઇએ.

સ્ટૉક, શેર કે જામીનગીરીનાં કાગળીઆં તો હોઇ શકેજ નહી. કારણ કે તેવું ત્યાં કશું છેજ નહી. જમીન પણ હોઇ શકે નહી, કારણ કે ખેડુતો તે તેમને ખરીદવા દે નહી. શહેરમાં પણ જમીન, ઇમારત, મકાન, બંગલા કંઇ હોઇ શકે નહી, કારણ કે તે સઘળું જ પ્રજાકીય અને સર્વ વચ્ચે સામાન્ય છે. ચલણી નાણું પણ તે સંઘરી શકે નહી, કારણ કે તેની કીંમત અને ઉપયોગમાં દીન-પ્રતીદીન મોટો ઘટાડો થતો જાય છે, અને તેનું નાણું જેમ જેમ સમય જતો જશે તેમ તેમ બીલકુલ નકામું થઇ પડશે. તેની મોટી સાબીતી નીચે મુજબનાં ભાવના કોષ્ટક ઉપરથી જણાઇ આવશે:—

### મોસ્કોના ભાવ.

( રૂબલના સીકકામાં. )

| વસ્તુ. | માર્ચ ૧૯૧૯ | આગસ્ટ ૧૯૧૯ | ફેબરૂઆરી ૧૯૨૦ | જુન. ૧૯૨૧ |
|---|---|---|---|---|
| ૧ રતલ રોટીના | ૨૦ | ૮૦ | ૨૮૦ | ૩૦૦૦ |
| ૧ ,, માખણના | ૧૨૦ | ૪૮૦ | ૨૪૦૦ | ૧૬૦૦૦ |
| ૧ ,, બટાકાના | ૮ | ૨૫ | ૭૦ | ૯૦૦ |
| ૧ ,, ખાંડના | ૯૦ | ૩૨૦ | ૧૨૦૦ | ૧૮૦૦ |
| ૧ ,, ગોમાંસના | ૩૫ | ૧૨૦ | ૬૫૦ | ૧૦૦૦૦ |
| એક ઇંડાંનાં | ૭ | ૩૦ | ૧૪૦ | ૧૧૦૦ |
| એક માછલીના | ૩૦ | ૫૦ | ૭૦૦ | ૫૦૦૦ |

(રૂબલના ભાવ એટલા બધા—એટલા બધા ઘટી ગયા છે કે એક ડોલર (રૂ. ૨॥) ના આજે મોસ્કોમાં ૨૫૦૦૦ રૂબલ મળે છે.)

આવા સંયોગોમાં "બચાવવાનો" ઉપયોગ શો ? સમાજવાદીઓની રાજ્યસત્તા કોઇવાર ઉથલી જશે એ આશામાં કેટલાક લોભીઆઓ મકાન, મીલકત, ઉદયોગનાં કારખાના ઇ૦ પોતાને નામે કરાવે અથવા તો પોતાની સહુની કમાઇ સોના, ચાંદી, હીરા ઇ૦ માં રોકે. પણ સોનું, ચાંદી, હીરા ઇ૦ બહુજ સંભાળભરી રીતે બહુજ ટુંકા જથામાં રાખવામાં આવે છે, પણ

અત્રે ભુલી જવું જોઇતું નથી કે અત્યારે રશીયામાં ગમે તેવો ધનાઢય હોય, કે ગમે તેની પાસે સોનાં, ચાંદી, હીરાના ઢગલા પડયા હોય તો તે તેનાં કંઇ ઉપયોગમાં આવતાં નથી. તે વડે ન તો તેને અનાજ મળે કે ન તો તેને કપડાં કે બીજી ખાસ જરૂરીઆતની ચીજો મળે.

માટે નવા રશીઅન મુડીવાદ વીષેના વાર્તા તદન કપોળકલ્પીતજ છે. અત્યારે તે અસ્તીત્વમાં નથી, અને સોવીયેટ સરકાર દેખીતાં ગમે તેવાં પગલાં ભરશે, તોપણ મુડીવાદને પુનર્જન્મ તેઓ છે ત્યાં સુધી તો નહીજ થાય.

અત્રેના વીપ્લવકારોની ચેતનતા ઉપર ખાસ આધાર રાખવાનો છે. એતો તેમનો ખાસ વીષયજ છે, એટલે પાછું એમ પણ નથી કે સમાજવાદને કોઇ જાતનો ભયજ નથી. પણ એથી ઉલટું, સમાજવાદીઓ પોતેજ નીખાલસપણે કબુલ કરે છે કે અલબત તેમનાં ઉપરોકત ભરેલાં પગલાંથી મુડીવાદવાળાઓને લાલચ ઉપજે એ ભય તો છેજ પણ તેઓ એ બાબતમાં પુરતી સંભાળ રાખીને લોકોની ખાસ જરૂરીઆતો અત્યારે પુરી પાડવા માટે તેઓ મુડીવાદ રૂપી શસ્ત્રોનો ઉપયોગ કરે છે, એ બાબતમાં તો હું પણ તેમને મળતો થાઉં છું. જે પ્રજા રશીઅન કામદારોના સ્વદેશી તેમજ વીદેશી દુશ્મનોને કચડી નાંખવા સમર્થ નીવડી છે. તે પ્રજા પોતાના આર્થીક બારીક મામલાને પણ ઉકેલશે અને છેવટે વીપ્લવનો વીજય વર્તાવશે એમ મને તો પુરેપુરી ખાત્રી છે.

## (૧૪)

(ફેડરેટેડ પ્રેસને માટે રશીઆ સંબંધી લખેલા મી૦ વીલીયમ ઝેડ ફોસ્ટરના લેખમાંનો આ ચઉદમો છે. આ લેખમાં રશીયને આરામગ્રહનું વર્ણન આપવામાં આવે છે. અ૦ ફે૦ પ્રે૦)

સોવીયેટ સરકારનો પ્રથમ મુદો કામદારોની તંદુરસ્તી તરફ ધ્યાન આપવાનો છે. એ કારણથી ઉદયોગીક વીસ્તારના પ્રદેશોમાં સેંકડો વીશ્રામ સ્થાનો બાંધવામાં આવયાં છે. એ વીશ્રામ સ્થાનો

મોટે ભાગે ગામડાઓમાં આવેલાં હોય છે, એ મકાનો મોટે ભાગે તો આગલા વખતના મુડીવાળાઓનાજ જપ્ત કરી લેવામાં આવેલાં હતા તે છે. તંબાકુ અને રસાયણ સંબંધીના કારખાનાના કામદારો કે જેમની તંદુરસ્તીપર વહેલી અસર થાય છે, તેમને ત્યાં મોકલવામાં આવે છે, વીશ્રામ સ્થાનોમાં તેમના ખોરાક ઉપર કોઇ પણ જાતનો અંકુશ રાખવામાં આવતો નથી. તેઓને ત્યાં કંઇ કામ કરવું પડતું નથી. બસ ખાવું અને મોજ કરવી. જેને જે જેટલું ખાવું હોય તે તેટલું ખાય, ખાસ રજાના જે અઠવાડીઆ આપવામાં આવે છે, તેમાં કયી પાર્ટી મોજમઝા માટે ઉપડી જાય તે તેમના યુનીયનોમાંજ નક્કી થાય છે. અત્યારે એવો ઇરાદો રાખવામાં આવે છે, કે જ્યારે રશીઆ વધારે આબાદ થશે, ત્યારે આ આરામગ્રહો બહુ મોટી સંખ્યામાં વધારવામાં આવશે. હાલમાંજ મોસ્કોથી ૨૦ માઇલ દુર આવેલા એક આરામગૃહની મુલાકાતે હું પણ ઉપડી ગયો હતો. તેનું વર્ણન હું નીચે મુજબ આપું છું:–

અમે પાંચ જણા મોટરમાં બેસીને ગયા.

ઓલ–રશીયન ટ્રેડ યુનીયનનો પ્રમુખ, આગલો હંગેરીઅન સોવીયેટ સરકારનો એક સભ્ય, એક જાણીતો જર્મન ટ્રેડ યુનીયનીસ્ટ અને તેની બાયડી અને હું. રશીયન શોફરો બહુ સેતાન જેવા હોય છે, તેઓ મોટર બહુજ દોડાવે છે, શહેરની ગીચ વસ્તીના લતામાં પણ તેઓ પાછું ફરીને જોતા નથી. સુંદર ગ્રામ્ય દેખાવ જોતા અમે રાત્રે ૯ વાગે અમારે જયાં જવું હતું ત્યાં પહોંચ્યાં.

વીશ્રામ સ્થાન એક ભવ્ય સફેદ હવેલી હતી. એક ડુંગરપર તે બાંધવામાં આવી હતી. આજુબાજુ રમણીય બગીચો હતો. આગળ એક સુંદર તળાવ હતું, તેની પાસે લાકડાના કઠેરા જડયા હતા, સ્વચ્છ પાણીમાં સુર્યનું પ્રતીબીંબ પણ દેખાતું હતું, તેની જરા આગળ એક નાનું રશીયન દેવળ હતું. તેની સફેદ દીવાલો અને સોનેરી કળશ ઝાડની લીલી ડાળીઓ વચ્ચેથી દેખાતાં હતાં ત્યાંથી વળી થોડે દુર એક ગામડું દેખાતું હતું. આખો દેખાવ ઘણોજ મનોહર હતો.

અમે આગળ ગાડી હંકારી કે કામદારોનાં–સ્ત્રીઓ અને પુરૂષોનાં–ટોળાં અમને મળવાં આવ્યાં, તેઓ આશરે સોએક જણા હશે. તેમનો પોશાક વીધવીધ જાતનો હતો. આ વખતે રશીઆમાં કાપડ બહુ મોંઘુ છે. આરામગ્રહનો એક કાનુન છે કે કામદારોએ આવીને પોતાના કપડાં બદલવા અને ત્યાં તાત્કાલીક જેવા મળે તેવા બીજા કપડાં પહેરવા, તેમણે પુષ્કળ આરામથી ફરવું, રમવું અને ખાવું, માટે તેમના અસલ કપડાં ત્યાં ચાલે પણ નહીં. આ કામદારોએ અમને બાદશાહી આવકાર આપ્યો. અમારે જયાં ઉતરવાનું હતું તે જગ્યા અમને બતાવવામાં આવી. તે રશીઆની પુરાણી કારીગીરીઓથી વીભુષીત હતી, અને અહીં તહીં કેટલાક વસ્તુઓ સોનેરી રંગે રંગેલી દેખાતી હતી, દીવાલ ઉપર મકાનના માલેકોના ચીત્રો હતાં. જેમાંના કેટલાક તો ૫૦૦ વર્ષ જેટલાં જુનાં હતાં. ડઝનબંધી ઓરડાઓ હતા. મેં તેમને ગણવાની તસ્દીજ લીધી નથી, એ મકાનની એકલી માલીક એક બુઢી ડોશી હતી. તેને ત્યાં ૫૦ તો નોકર હતા. તેનો દીકરો ૨૫૦ વાર જેટલો છેટે એક બીજાં મોટાં મકાનમાં રહેતો હતો. હવે તો તે મકાનનો પણ આરામગ્રહ તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

અમે વાળુ કરીને ફરવા નીકળયા, અને 'ગોરોડકીંની' રમતની ગ્રાઉંડ ઉપર પહોંચ્યા, રશીઆમાં આ રમત બહુ લોકપ્રીય છે, તે નીચે મુજબ રમવામાં આવે છેઃ–૪૫–૪૫ ફીટને છેટે બે ૬–૬ ફુટના ચોક દોરવામાં આવે છે, જેમાં સામસામા બે પક્ષ રમે છે. તેમાં પાંચ–૭ ઇંચના લાકડાના ટુકડાઓ ગોઠવવામાં આવે છે, જેમના નામ 'સોસેજ,' 'બારીમાંની બાયડી,' 'તોપ,' 'કીલ્લો,' 'ગાડી,' 'ક્રોસ,' 'સાપ,' 'રજીસ્ટર્ડ કાગળ,' ૪૦ રાખવામાં આવે છે. રમતના લક્ષયમાં દરેક રમનાર પાસે બેડાંગ હોય છે. તે વડે સામાના ચોકમાંથી અમુક સોગઠા ટોચીને કાઢી નાખવા એ છે, રમત બહુ સાદી છે પણ રમુજી છે. ટોચવામાં બહુ બળ અને કુશળતા જોઇએ છે. અમે મધરાત સુધી રમ્યાં પછી અંધારૂં થયું. તે પછી કેટલાક વખત સુધી મારા કાંડાંને ગુમડું થઇ રહ્યું હતું.

બીજે દીવસે અમે બહુ વહેલા ઉઠયા (રશીઆના દીવસ પ્રમાણે) અમે નાસ્તો કર્યો, પછી માછલાં મારવામાં, હલેસાં ફેરવવામાં, તરવામાં, ગોરોડકી રમવામાં, જંગલમાં અને ગામડાંમાં ફરવામાં આખો દીવસ વીતાડયો, એ બધાં કરતાં બપોર પછી અમે એક મજલીસ ભરી હતી, તેમાં અમને બહુ આનંદ મળ્યો. ૫૦ ફીટ ચોરસ એવો એક ઓરડો તેને માટે ઉઘાડવામાં આવ્યો હતો, દીવાલો અને સીલીંગ ભાતભાતનાં ચીત્રોથી શણગારાયલી હતી, ફરનીચર પણ ઠીક હતું. રેશમી ગાલીચાવાળી, સોને મઢેલી અને નાજુક કોતરેલી એવી સોએક ખુરશીઓ હશે.

અસલ તો નાચ પાર્ટીઓ મોટા મોટા શ્રીમંતો ઉડાવતા પણ આ સમાજવાદના જમાનામાં તો સર્વ કોઇ મોજ કરે છે. આગલા આળસુ જાગીદારો ચાલ્યા ગયા હતા, અને તેમની જગ્યા ઉપયોગી કામદારોએ અને ખેડુતોએ લીધી હતી. હોલ ચીકાર હતો. ઘણી ખેડુત બાળાઓ તેમના દેશી પોશાકમાં સજ્જ હતી, અને તેઓ બહુ સુંદર લાગતી હતી. દીવાલની આગલી બાજુએ લોકશાહીના તોરણો વાવટા લગાવવામાં આવ્યા હતા, આગલા બગીચામાં કાર્લ માર્કસનું એક બાવલું ઉભું કરેલું હતું. કામદારોની મજલીસ હંમેશાં બહુ આનંદદાયક હોય છે, આજનો કાર્યક્રમ પણ મઝેનો હતો. ગાનાર, પીયાનો વગાડનાર, વાયલીન બજાવનાર અને પાત્રો સર્વ સુંદર અને ઉસ્તાદ હતા. મને પીયાનીસ્ટનું કામ બહુ પસંદ પડયું, તે એક બુઢો હતો અને વગાડતાં વગાડતાં સંગીતના તાલ, સુર, માત્રા, મેળ, સમય, છંદ બધું સમજાવતો જતો હતો. શ્રોતાઓ પણ મુગ્ધ થઇ ગયા હતા તે રવીવારે તેઓ મોજમાં ને મોજમાં અઢી કલાક બેઠા. આખરે રાષ્ટ્રીય ગીત લલકાર્યાં બાદ મજલીસ બરખાસ્ત થઇ હતી.

(૧૫)

(૧૫ માં લેખમાં કામદારોનાં પ્રજાસત્તાકમાં સહકારી પદ્ધતિ કેવી રીતે ચલાવવામાં આવે છે તેની ચર્ચા કરવામાં આવી છે.) મોસ્કો:—

રશિયાની સરકારી ચળવળ નવી છે પણ તેનો ઇતિહાસ બહુ તોફાની છે, અને તેમાં એ ખાસ કરીને વિપ્લવ પછીનો ઝારના વખતમાં એ ચળવળ સરકારની સખ્ત દમનનીતિ જારી રહેવા છતાં આગળ વધી હતી. ઈ. સ. ૧૯૧૪ ની તા૦ ૧ લી જાન્યુઆરીને રોજ ૧૦૦૦૦ સોસાયટીઓ હતી, અને તેમાં ૧૫૦૦૦૦૦ સભાસદો હતા. લડાઇના વખતમાં તેને વધવાનો પ્રસંગ મળ્યો હતો આજી- વીકાનો ખર્ચ વધવા માંડતાં સાથે સંખ્યાબંધ કામદારો અને ખેડુતોએ તેનો આશ્રય શોધ . માંડયો. અને લડાઇના વખતમ આર્થિક સ્થિતિ પડી ભાંગ . સાથે ખુદ ઝારને પણ ખોરાકી ઇ. ની વહેંચણી માટે સહકા સમિતિઓનો ટેકો લેવો પડયો હતો. વિપ્લવથી તેની પ્રગતિ વધી તે એટલે સુધી કે ઇ. સ. ૧૯૧૮ ની તા૦ ૧ લી જાન્યુઆરીએ ૨૫૦૦૦ સોસાયટીઓ થઇ ગઇ અને ૯૦૦૦૦૦૦ સભાસદો થયા. તેની હીલચાલો પણ વધી. માલ વેચવો, ખરીદવો, બનાવવો ઇ. ઉદ્યોગ પણ મજકુર સોસાયટીઓએજ હસ્તગત કર્યો. તેમણે પોતાનું કામકાજ કેવી રીતે વધારી દીધું હતું તે નીચેનાં કોષ્ટક પરથી જણાશેઃ—

| | થાપણુ | વેચાણુ |
|---|---|---|
| | રૂબલ | રૂબલ |
| ૧૮૯૯ | ૮૦૦ | ૩૧૩૪૦ |
| ૧૯૦૯ | ૪૭૮૨૨ | ૧૨૭૮૫૧૧ |
| ૧૯૧૩ | ૨૨૫૪૧૩ | ૭૯૮૫૨૩૪ |
| ૧૯૧૭ | ૧૦૨૬૯૭૫૭ | ૨૧૨૦૦૦૦૦ |

પણ સહકારી સંસ્થાઓની ખરી ચઢતી તો સમાજવાદીઓની સત્તા ઉદ્ભવ થઇ. એ વખત પહેલાં સહકાર્યની ચળવળને માત્ર નજીવી મધ્યમ વર્ગીય બાબત ગણી કાઢીને એમણે તેના તરફ નહીં જેવુંજ ધ્યાન આપ્યું, અને કામદાર વર્ગના લડાયક અંગો ઉપર, રાજદ્વારી પક્ષ ઉપર તથા લેબરયુનીયન (મજુર મંડળો) તરફજ લક્ષ આપ્યું. પણ એકવાર સત્તા હાથમાં આવી એટલે સમાજવાદીઓને તાબડ- તોબ જણાઇ આવ્યું કે એ સહકારીઓ ઉપર વધારે ધ્યાન

આપવું જ પડશે. કેમકે પ્રથમ તો તેઓ પ્રત્યાઘાતના સ્તંભ હતા, અને બીજું એ કે તેમની વિગતભરી આર્થિક વ્યવસ્થા રાજતંત્ર માટે જરૂરી હતી.

વિપ્લવની શરૂવાતથીજ સહકાર્યની ચળવળની વલણ સ્પષ્ટ રીતે સુધારકજ રહી છે. કેરેન્સ્કીની સરકારને સંપુર્ણ ટેકો આપીને તેણે સમાજવાદીઓ ઉપર "ગુન્હેગાર સાહસીકો અને પ્રજાના દુશ્મનો" હોવાનો આરોપ મુકયો. સમાજવાદીઓ સત્તામાં આવ્યા ત્યારે પણ તેની એ વલણ બદલાઇ નહી, પણ ઉલટું તેમની એક વધારે મકકમ વિરોધી બની. પોતાની સઘળી જંગી સાહિત્ય વિષયક, રાજકીય અને આર્થિક શકિતઓ તેમની અને તેમની સરકારની સામે તેણે ખડી કરી દીધી. વિપ્લવનો વિરોધ કરનાર દરેક બળવાને તેણે મદદ કરી; આગળ જતાં સરકારની સામે લડવા માટે મોકલવાનાં લશ્કરોને સજ્જ કરવામાં પણ તે મદદ કરતી હતી.

થોડા વખત સુધી તો સમાજવાદી સરકાર પ્રત્યાઘાતક સહકારી ચળવળને સાંખી રહી. ઉદ્યોગની સર્વ સામાન્ય જપ્તીમાં તેની મિલ્કતને સખ્તાઇ પુર્વક માન આપવામાં આવતું, તેના હકકો અખંડિત રખાયા. સહકારીઓ તેમનાં વહેંચણીનાં સાધનો પોતાના ઉપયોગ માટે આપે તેવી સરકારે માગણી કરી, પણ એ વાતની ના પાડવામાં આવી, તેથી સરકારને પોતાની એલાહેદી યોજના વ્હેંચણી સંબંધી કરવી પડી. તેનાથી હરેક જાતના ઘોટાળા થયા, અને બેવડી બેવડી વિગતો થઇ. સરકાર તરફનું સહકાર્યની ચળવળનું વલણ ખુલ્લા "ચેલેંજ"નું હતું.

આ વલણથી અને તેમાં આવતા હદબ્હારના હલકટપણાથી છેવટે થાકીને સમાજવાદીઓએ સહકાર્યની સંસ્થાઓનાં ચાલક "મેન્શેવીક" તથા "સોશીયલ" વિપ્લવાત્મક તત્વો સામે લડાઇ જાહેર કરી, તથા તેમની સંસ્થાઓનો કબજો લેવા માંડયો, કે જેથી વિપ્લવ માટે તેના ઉપયોગ થઇ શકે. જાત જાતનાં સાધનોથી આ કામ પાર પાડવામાં આવ્યું. એક રીતે, સમાજવાદીઓ તેમની દરેક સંસ્થાઓના પ્રત્યાઘાતવાદીઓ સામે મોરચા માંડીને ધીમે

ધીમે તેમને નબળા પાડયા, અને છેવટે તેમનો કાબુ તોડી નાખ્યો આ આંતરિક વિગ્રહ ઉપરાંત સરકારે સહકારી સંસ્થાઓના બંધારણ તથા ધ્યેયમાં કેટલાક ફેરફાર કરવાના હુકમ કાઢયા. તેમાંના અગત્યના ફેરફારોમાંનો પહેલો ૧૯૧૮ ના એપ્રીલ માસમાં થયો, જ્યારે એક ફરમાન મુજબ રશીયાના બધાજ નાગરિકોને સહકાર્યના સભ્યો બનાવવામાં આવ્યા. લાલચ તરીકે તેમને ખાનગી ધંધામાંથી કરેલી ખરીદી ઉપરના વેરામાંથી તેમને મુક્ત રાખવામાં આવ્યા. સહકારી સોસાયટીઓમાંના સ્ટોક હોલ્ડરોને તેમણે રોકેલી મુડી માટે નોધવામાં આવ્યા, અને "શેરહોલ્ડર"ની સીસ્ટીમ કાઢી નાખવામાં આવી. તે ઉપરાંત અવારનવાર હુકમો બહાર પાડવામાં આવતા, જેની રૂએ જુદી જુદી સહકારી સંસ્થાઓને "સેંટ્રલ યુનીયન" (મુખ્ય મંડળ)માં એકાકાર બનાવી દેવામાં આવતાં, કેમકે એ યુનીયન તે સહકારીઓનું જુનું વડું રાષ્ટ્રિય યુનીયન હતું. "પીપલ્સ બેંક"ને રાષ્ટ્રીય બનાવી દેવાઇ. આ પગલાં સામે પુરાણા બ્યુરોક્રેટીક પ્રત્યાઘાતવાદીઓએ કમર કસીને વાંધો ઉઠાવ્યો, તથા વિરોધ તરીકે રાજીનામાં મોટી સંખ્યામાં આપ્યાં; પણ તેમનો વિરોધ છતાં છેવટે આખી સહકારી ચળવળને એક રાષ્ટ્રિય. વડા નીચે એકત્ર કરવામાં આવી.

સહકારી ચળવળને વિસ્તૃત, એકત્ર, અને કેન્દ્રસ્થ કરવાની આ પ્રવૃત્તિ જોડે તેના ધ્યેયમાં પણ ફેરફારો ચાલુ રહ્યા. બીન–ઇજારા વસ્તુઓના બનાવટ, સંગ્રહ તથા વ્હેંચણી કે જે ફેલાઇ રહેલ કરકસરમાં એક ન્હાના અંશ રૂપ હતાં, તેની બાબતમાં સહકારી-ઓએ પોતાની મુળ સ્વાધીનતા ઘણે મોટે અંશે જાળવી રાખી; પણ ઇજારાવાળી વસ્તુઓની અતીશય અગત્યની બાબતમાં, અને તેમાંય ખાસ કરીને ખોરાકી ઇ૦ ના સંગ્રહ તથા વ્હેંચણીની બાબતમાં તેઓ રાજ્યનાં સખ્ત અંકુશ નીચે હતા. "સેંટ્રલ યુનીયન" કે જે તેમનું રાષ્ટ્રિય અંગ હતું, તેને વડી આર્થિક સભા તથા ખોરાક મજુરી, કેળવણી ઇ૦ ખાતાં જોડે પ્રત્યક્ષ સંબંધમાં આણવામાં આવ્યું. તેમનાં રાષ્ટ્રિય તથા સ્થાનિક મંડળો ("લોકલ બોર્ડ્ઝ") ઉપર તેના પ્રતિનીધિઓ હતા.

અને તેમની જોડે સંપુર્ણ સંગતતાથી કાર્ય કરતા હતા. ખરૂં પુછો તો ઘણે મોટે ભાગે તેમની દેખરેખ નીચે કામ કરતા હતા. ઘણી બાબતોમાં કામ બેવડું ન થઇ જાય, એ સંભાળવા સહકારી ચળવળે તેનાં કાર્ય કર્ત્તાં સાધનો, તથા તેના ઘણાંખરાં કાર્યોનો મોટો ભાગ એ જુદાં જુદાં ખાતાઓના ઉપયોગ માટે સોંપ્યો. એ ચળવળે પોતાના ઓષ્ઢેદારોની ચુંટણી જાતે કરવી ઇ૦ સ્વતંત્રતા નામની કાયમરાખી, પણ ખરૂં જોતાં તે સરકારનું એક અંગજ બની રહી.

છતાં, હવે સહકારી ચળવળની ઉત્ક્રાંતીમાં એક નવોજ પ્રકાર દાખલ થયો છે. વલણ પાછી રાષ્ટ્રિય-કર્તા પધ્ધતિ ઉલતાવી નાખવાનું, સરકારથી તેને છુટું પાડવાનું, અને તેને પહેલાં કરતાં પણ વધારે સ્વતંત્રતા તથા પુષ્કળ કર્યો સોંપી દેવાનું છે. આ અગત્યના ફેરફારનું તાત્કાળિક કારણ રશીયામાં "ફ્રીટ્રેડ" (મુક્ત વ્યાપાર) દાખલ થવાનું છે. દેશ ઉપર હાલ દબાણ કરતી આર્થિક સવાલને ઉકેલવામાં મદદ કરવાને માટે સરકારે ઉદ્યોગ ઉપરનો પોતાનો વજ્ર જેવો ઇજારો ઉચકી લીધો છે, અને વ્યક્તિગત સાહસ મારફત ઉત્પન્ન વધારવાનાં દરેક વ્યવહારૂ સાધન એ શોધે છે. એનાથી પાછી મુંડીવાદનો પુનઃ સ્થાપના થતી અટકાવવા માટે નવા જાગેલા ઉત્પન્ન કરવાના જુસ્સાને સહકારી પ્રવૃત્તિમાં વ્યવસ્થિત કરવાનું ધારવામાં આવ્યું. ઉદ્દેશ એવો છે કે એ ચળવળને ખાદ્ય વસ્તુઓના બનાવટ, સંગ્રહ અને શહેર તથા ગામડાંઓના કામદારોનાં બેંચણી માટે એક મહાન યંત્ર રૂપ બનાવી દેવી, જેથી સરકારી સાધનો ઉપરના દબાણમાં રાહત થાય. એમ લાગે છે કે વ્યક્તિગત સાહસને ઉત્તેજન આપવાની તેની અનેક યોજનાઓને લીધે સહકારી પ્રવૃત્તિ નવા ઉભા થયેલા બરડ સરકારી તંત્રના કરતાં વધારે અસરકારક રીતે આ કામ કરી શકશે. વળી લશ્કરી મામલાની ગંભીરતા ચાલી ગઇ હોવાથી તથા આંતરરિક રશીયન મધ્યમ વર્ગને દાબી દેવાથી ચારે બાજુએ હિલચાલની વધુ છુટછાટ આપવાનું બની શક્યું છે. તેને લીધેજ સહકારી ચળવળને હાલમાં ઉત્તેજન મળ્યું છે.

છતાં સમાજવાદીઓ સહકારીઓની નબળાઇ તરફ આંખ આડા કાન કરતા નથી. તેઓ જાણે છે કે તેમનાથી દરેક જાતની પુરાણી જીર્ણી ઉત્પન્નોને ઉત્તેજન મળે છે, જેના પરિણામે સંકુચિત સ્વાર્થી દ્રષ્ટિબિંદુને પણ ઉત્તેજન મળે છે. પણ એ ચળવળને શુદ્ધ કરવામાં આવી છે, અને તેમને ખાત્રી છે કે તેની હાલની સ્થિતીમાં તેના ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ છે. વિપ્લવની ભઠ્ઠીમાં તે સંકુચિત–મધ્યમવર્ગીય તથા પ્રત્યાઘાતવાદી આગેવાનોથી દબાઇ ગયેલી દાખલ થઇ; અને હવે તે મજુરવાદી બનીને વિપ્લવ વાદીઓની માર્ગદર્શના નીચે તેમાંથી બહાર નીકળે છે. શુદ્ધિ કરણની પધ્ધતી કડક હતી, પણ તે પાર ઉતાર્યા વગર છુટકોજ નહોતો.

સમાજવાદીઓ માને છે કે તેનાં વિશુધ્ધ સ્વરૂપમાં સહકારી પ્રવૃત્તિનો ઉપયોગ વિપ્લાત્મક પ્રવૃત્તિઓમાં કરી શકાશે, તથા તેનાથી રાષ્ટ્રિય આર્થિક સવાલ ઉકેલાશે. પહેલાંની માફક તેનો મુખ્ય પ્રયાસ સરકારના અંકુશ નીચે, મોટા પાયા ઉપર ઉત્પન્ન કરનારા ઉદ્યોગના રૂપમાં તેને ઘડવા તરફ થયે જશે. તેમને ખબર છે કે તેવા મોટા પાયા ઉપરના ઉદ્યોગોજ લોકોની જરૂરીયાતોને પહોંચી શકે અને સાચા કામદાર વર્ગીય વિચારો તથા પ્રવૃત્તિઓને પોષી શકે; તેનાથીજ, વિપ્લવ સફળ પાર ઉતારાય.

રશીયાની સહકારી ચળવળનો સુરજ ઉગ્યો છે. તેના ભવિષ્ય સંબંધી અહિં જુજ લોકોજ અટકળ કરવાની હામ ભીડે છે. મામલો અચોક્કસપણા તથા અજ્ઞાત વસ્તુઓથી ભરપુર છે. તેના ભાવિનું નિરીક્ષણ ભારે શિક્ષણ દાતા થઇ પડશે, તથા બતાવી આપશે કે વિપ્લવની હીલચાલમાં સહકારીઓ કોયો ચોક્કસ ભાગ ભજવી શકે.

૨૬

મોસ્કો:—હમણાંજ પોતાની પહેલી કોન્ગ્રેસ ખતમ કરી રહેલ ધી રેડ ટ્રેડ યુનીયન ઇન્ટરનેશનલ તે સામાન્ય આંતરદેશીય સમાજવાદી ચળવળનો એક ભાગ છે. બીજી શાખાઓ "થર્ડ"

ઇન્ટરનેશનલ" ( રાજદ્વારી પક્ષ ), સ્ત્રીઓની સમાજવાદી સંસ્થા, અને સમાજવાદી જુવાનોનું મંડળ છે. કોન્ગ્રેસ ૪૧ દેશોના ૩૮૦ ડેલીગેટોની બની હતી. પ્રતીનીધીત્વ ધરાવતી સંસ્થાઓમાં સામાન્ય રાષ્ટ્રીય બંધુ મંડળો, અકાકી વેપારી અને ઔદ્યોગીક મંડળો, અને નહી જોડાયેલા એવી સંસ્થાઓનાં લઘુમતી ધરાવતાં વ્યવસ્થીત મંડળો હતાં. તેમના સભ્યોની કુલ સંખ્યા સત્તાવાર રીતે ૧૭,૦૦૦,૦૦૦ ને આશરે જણાવાઇ હતી.

કોંગ્રેસે બેઠક મોસ્કોના મજુર મંદીરમાં ભરી. આ શહેરના મધ્ય ભાગમાં આવેલું એક સુંદર મકાન છે. પહેલાં એ રશીયન ઉમરાવ વર્ગનું નામચીન કલબ હાઉસ હતું. સભા મંડળો માટે તેમાં સરસ વ્યવસ્થા છે.

કોન્ગ્રેસનાં બે કાર્ય પુર્ણ અઠવાડીયામાં ઘણું અગત્યનું કામકાજ થયું હતું. હાથ ધરવામાં આવેલ સૌથી અગત્યના સવાલોમાંનો એક, નવી આંતરદેશીય સંસ્થાએ દુનીયાના વ્યવસ્થીત કામદારોની ચાલુ કુમક મેળવવા માટે યોજવાની તરકીબો ને લગતો હતો. હાલની વસ્તુસ્થીતી મુજબ, રેડ ટ્રેડ યુનીયન ઇન્ટરનેશનલને તેની ખરેખરી કુમક અને તેના સભ્ય વર્ગનો મોટો ભાગ રશીયા, ઇટલી, ફ્રાન્સ, સ્પેન, અને નાના મુડીદાર દેશોમાંથી મળે છે. જર્મની, ઇંગ્લેન્ડ, યુનાઇટેડ સ્ટેટસ વી૦ માં તેની અસર સાધારણ રીતે, કાંતો સદંતર સ્વતંત્ર અથવા તો સુધારક આમ્સ્ટર્ડામ ટ્રેડ યુનીયન ઇન્ટરનેશનલ જોડે જોડાયેલ જંગી વીનીત મજુર સંસ્થાઓમાંના લઘુમતી ધરાવનારા ટેકાદારોથી વધારે આગળ પહોંચતી નથી.

સવાલ એ હતો, કે ડબ્લ્યુ સી૦ ઓફ એલ૦ જોડે નહી જોડાયેલ એવી આ વીનીત સંસ્થાઓ તરફ કેવી વલણ લેવી; તેમને તોડી પાડવાનો પ્રયાસ કરવો, અને નવાં વીપ્લવવાદી મંડળો સ્થાપવાં, કે જ્યાં સુધી નવી આંતરદેશીય સંસ્થા તરફ પોતાનો સંબંધ તેઓ ન ફેરવે ત્યાં સુધી તેમની હરોળમાં રહીને કામ કરે જવું.

આ બાબતમાં કોન્ગ્રેસના સ્થાન તરફ એક પળ ભર પણ શંકા નહોતી. જુનાં મંડળોની અંદર કામ કરવાની દરખાસ્તને તેણે બીન અપવાદ બહાલી આપી, અને તેમની હરીફાઇમાં વીપ્લવાત્મક સંસ્થાઓ સ્થાપવાની પોલીસીને વખોડી કાઢી. ઘણા દેશોમાં જુનાં ટ્રેડ યુનીયનોમાં વ્યવસ્થીત લઘુમતીઓએ કરેલી મહાન પ્રગતી ઘણા વકતાઓએ બતાવી આપી. આ કોન્ગ્રેસમાં આગેવાન ભાગ લેનાર ટોમમેને એમ બતાવી આપવાને આંકડા રજુ કર્યા, કે મહાન બ્રીટીશ મંડળોના સભ્ય વર્ગના કમમાંકમ ૨૦ ટકા વીપ્લવાત્મક વસ્તુસ્થીતી તરફ જીતાઇ ચુક્યા છે. તેમજ, જર્મન ડેલીગેટોએ જણાવ્યું કે તેઓ આ કોન્ગ્રેસમાં, તેમની રાષ્ટ્રીય ટ્રેડ યુનીયન સંસ્થાના કુલ ૯,૦૦૦,૦૦૦ માના નીદાન ૨,૫૦૦,૦૦૦ સભ્યોનું પ્રતીનીધીત્વ ધરાવતા હતા, બીજા દેશોમાંથી આવેલા ડેલીગેટોએ પણ તેવોજ સારો દેખાવ કર્યો.

બીજે હાથે, દ્વિમુખી મંડળવાદની નિરર્થકતા પણ બતાવાઇ હતી. દ્વિમુખીપણાના નિરૂપયોગીપણાના જવલંત દાખલો "ધી ઇન્ડસ્ટ્રીયલ વર્કર્સ ઓફ ધી વર્લ્ડ" નો દેવાયો. હજારો લડાયક લોકના ૨૫ વરસના પ્રયાસોનું એ પરીણામ છે. છતાં, તેના પોતાના કોન્ગ્રેસ આગળ રજુ થયેલા સત્તાવાર રીપોર્ટ મુજબ, હાલ તેના સભ્યો માત્ર ૧૬૦૦૦ જેટલાજ જણાવાયા હતા. બીજા દેશોમાં તેવી સંસ્થાઓ લગભગ તેવીજ પડતર દશામાં હોવાનું બતાવાયું હતું.

વકતાઓના મત મુજબ, દ્વિમુખી મંડળવાદનું ખરાબમાં ખરાબ લક્ષણ તેનાંથી સભ્યોની ઓછી સંખ્યા મળે છે તેજ નહી, પરંતુ જુનાં મંડળોમાંથી તેજી તાર ખેંચી લઇને પ્રત્યાઘાતવાદી સામેનો બધોજ વીરોધ તે તોડી નાખે છે, અને સંસ્થાઓને અદંતર તેમના કાણુ નીચેજ છોડી દે છે. ઇ. વ. વ. ના, જર્મન સીન્ડી કાલીસ્ટ યુનીયનોના, અને તેવાંજ બીજાં દ્વિમુખી મંડળોના ડેલીગેટોએ દ્વિમુખી મંડળવાદ સામેના વીરોધનો પ્રવાહ ખાળવા પ્રયાસ કર્યો, પણ તેમના પ્રયાસો અદંતર નીષ્ફળ ગયા માત્ર એકજ દેશમાં નહી, પણ સમસ્ત દુનીયા ઉપર બધે લડાયક

સીન્ડીકાલીસ્ટોએ જુનાં મંડળોની અંદર રહીને કાર્ય કરવાનું સામાન્ય નીતી તરીકે કોન્ગ્રેસે બેહદ બહુમતીથી અને વીગત વાર ઠરાવ્યું.

કોન્ગ્રેસ આગળ બીજો અગત્યનો સવાલ, થર્ડ કોમ્યુનીસ્ટ ઇન્ટરનેશનલ અને રેડ ટ્રેડ યુનીયન ઇન્ટરનેશનલ વચ્ચે સ્થાપવાના સંબંધ ને લગતો હતો. કોમ્યુનીસ્ટ–સમાજવાદી–ખ્યાલ એ છે, કે બધીજ મજુર સંસ્થાઓએ ગાઢ રીતે ભેગી ગુંથાઇને, મોખરે રહેલા પક્ષ જોડે એક યંત્રની માફક કામ કરવું. એટલે કે આંતરદેશીય ચળવળની રાજદ્વારી અને ઔદ્યોગીક પાંખો વચ્ચે સીધો અને જીવંત સંબંધ બાંધવાની તરફેણમાં હતો.

મુખ્યત્વે "લેટીન" દેશોમાંથી આવેલા સીન્ડી કાલીસ્ટો અને એનાર્કીસ્ટો આ પ્રોગ્રામની સામે પડયા. પહેલાં તેઓ સદંતર સભા–વીરોધી હતા, પણ સમાજવાદી પક્ષની લડાયક વલણે બધેજ તેમના રાજદ્વારી કાર્યના જુના ખ્યાલો હચમચાવી દીધેલા હોવાથી, તે લોક કેટલીક છુટછાટ મૂકવા તૈયાર હતા. તેમણે એવી દરખાસ્ત મુકી કે થર્ડ ઇન્ટરનેશનલ અને રે. ટ્રે. યુ. વચ્ચે ગાઢ સહકાર્ય થાય,પણ એ બે સંસ્થાઓ સીધી રીતે એકબીજા સાથે જોડાય નહી. કોન્ગ્રેસે ૨૮૫ વી. ૩૫ મતે સમાજવાદી સીદ્ધાંત મંજુર કર્યો, અને તેના કારોબારી મંડળના ત્રણ સભ્યાને થર્ડ ઇન્ટરનેશનલના તેવા મંડળમાં મોકલવાની તથા તે સંસ્થામાંથી ત્રણ સભ્યો સ્વીકારવાની ગોઠવણ કરી. આ ઠરાવ પછી સીન્ડીકાલીસ્ટો અને એનાર્કીસ્ટો તરફથી ઘણો બડબડાટ સંભળાયો; પણ તેમની નબળાઇ જોતાં, તે લોક રે. ટ્રે. યુ. ઇ. ને છોડી જવાની હિંમત કરે એ બનવા જોગ નથી.

કોન્ગ્રેસનું પુષ્કળ ધ્યાન ઇટાલીયન મજુરમંડળે રોકયું હતું, આ સંસ્થાના નાયકો, "ઇન્ટરનેશનલ કૌંસીલ ઓફ ટ્રેડ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ યુનીયનો," કે જે રે. ટ્રે. યુ. ઇ. ના આગમન સૂચક રૂપ હતું, તેના સ્થાપકોમાંના હતા. પણ એ વખતથી તેમનામાં હૃદય–પલટો થયો છે; હવે તેઓ અલગ પડયા છે.

રે૦ ઈ૦ સુ૦ ઇ૦ જોડે જોડાવાની લેગહોર્નવાળી પરીષદની સીધી સુચનાઓ છતાં તેમણે તેમ નથી કર્યું. ઉલટું, તેમણે હરીફ આમ્સ્ટર્ડામ ઇન્ટરનેશનલ જોડે સંબંધ વધારે મજબુત કર્યો છે. આ કોન્ગ્રેસમાં તેમણે ડેલીગેટોને માત્ર સલાહ આપવાની સત્તા સાથેજ મોકલ્યા.

આ ડેલીગેટોને પણ તેમણે દબાણુ નીચેજ મોકલ્યા. શરૂવાતમાં ઇટાલીયન આગેવાનોએ કોંગ્રેસને મુલતવી રખાવવાના તથા તેને મોસ્કોને બદલે રેવલ કે સ્ટોકહોમ ખાતે ભરાવવાના પ્રયાસ કર્યા. તેમાં નિષ્ફળ જતાં, છેવટે તેઓ કોંગ્રેસમાં આવ્યા, પણ નિયમસર મતદાર ડેલીગેટો તરીકે નહિ. તેમાંના એક, બાયાફીએ સમજાવવાનો પ્રયાસ કર્યો કે તેમનો સંબંધ જો કે આમ્સ્ટર્ડામ જોડે છે, છતાં તેમનાં હ્રદય મોસ્કો સાથે છે. ઇટાલીયન મજુર મંડળની અલગતાનું કારણ તેણે એ જણાવ્યું કે ઇટાલીયન સામ્યવાદી પક્ષ હવે થર્ડ ઇન્ટરનેશનલની સભ્ય નથી. ઇ૦ મ૦ મં૦ ના આખા સભ્યગણના તૃતીયાંશ કરતાંયે વધારેની વિપ્લવ વાદી લઘુમતીના પ્રતિનિધિ રેપોસીએ બાયાન્ફીને જવાબ વાળ્યો. બાયાન્ફીના ખુલાસાથી કોંગ્રેસને સંતોષ થયો નહિ, અને તેણે ઇટલીના કામદારો જોગ ઢંઢેરો બહાર પાડીને તેમના આગેવાનોની ભુલાંટો તેમને સમજાવી, તથા કઇ ઇન્ટરનેશનલમાં તેઓ જોડાવા ચ્હાય છે તે સંબંધી તાબડતોબ ઠરાવ કરવા તેમને જણાવ્યું; વર્ગીય સહકારની આમ્સ્ટર્ડામવાળી ઇન્ટર નેશનલમાં કે વિપ્લવની લડત ચલાવનાર મોસ્કોવાળી ઇન્ટરનેશનલમાં અહિંના મજુર વર્ગના લોકને બીલકુલ શંકા નથી કે આગળ વધેલા ઇટાલીયન કામદારો બીજીનેજ પસંદ કરશે.

આંતરદેશીય સમાજવાદી ચળવળના વિરોધીઓનો માનીતો વાંધો એ છે કે રશીયનો વીવીધ રશીયન કોન્ગ્રેસોને ભરી દે છે, અને તેના ઉપર ધોખંડી સખ્તાઇથી અમલ ચલાવે છે. પણ બેશક આ બાબતમાં તો તેવું કાંઇ હતું જ નહિ. મત સંબંધી રશીયા બહુજ નજીવી લઘુમતીમાં હતું. બહુજ થોડા મજુરોના પ્રતીનીધી ૨૫ અમેરીકન ડેલીગેશનને ૧૬ મત હતા, એટલે કે

બરાબર, રશીયન ડેલીગેશન, કે જેની પાછળ કરોડો હતા, તેના જેટલા હતા.

તેમજ કોન્ગ્રેસ રશીયાના મહાપુરૂષોથી ડહાઇ ગઇ નહોતી. રાઇકોફ કે જેણે એક બે સાધારણ વાત ચીત કરી હતી, અને બુકેરીન, કે જેણે પ્રતિવિપ્લવવાદી એનાર્કીસ્ટોની પરહેજી વીષે ટુંકાણમાં વિવેચન કર્યું હતું, તે બે શીવાય યુનીયનો જોડે પ્રવૃત્તિમાં નહી રોકાયેલી એવી કોઇપણ આગેવાન રશીયન વ્યક્તિ એ કોંગ્રેસમાં હાજરી સરખીયે આપી નહોતી. રશીયાનો રિવાજ આવા ખાસ પ્રસંગો ઉપર પોતાના મહાપુરૂષોને ખડાકરી દેવાનો છે, છતાં લેનીન, ટ્રોટસ્કી અને ઝીનોવીફ હાજર રહ્યા નહોતા. કોંગ્રેસને સાવ પોતાને રસ્તેજ છોડવામાં આવી હતી. તેના કાર્યમાંથી જે થયું, તે ભેગા થયેલા ડેલીગેટોની વીચારણાનું સાચું પરીણામ હતું.

રે. ટ્રે. યુ. ઇ. નો વડો એ. લોસોસ્કી છે, અને એ ઓલ રશીયન ટ્રેડ યુનીયન સેન્ટ્રલ કૌંસીલનો પ્રમુખ પણ છે. લોસોસ્કી બહુ કાબેલ અને અનુભવી મજુર નાયક છે. તેની ઉમર આશરે ૪૦ વરસની છે, અને તેણે ઘણાં વરસ સૂધી ફ્રાન્સ અને જર્મની ખાતે રહીને તેની મજુર પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લીધો હતો. ફ્રેન્ચ અને જર્મન તે સરળતાથી બોલે છે, અને ભાગ્યું તુટ્યું ઇંગ્લીશ પણ બોલે છે. વેપારી મંડળવાદ ઉપર તેણે કેટલાંક પુસ્તકો લખ્યાં છે. લોસોસ્કી રશીયાના સૌથી વધારે પ્રવૃત્તિમય માણસોમાંનો એક છે, અને પોતાના કામમાં એવો નિયમિત અને વેપારી બુદ્ધિવાળો છે, કે બધાય ભલા રશીયનો અજબ થાય છે. તેને ટેવ રે. ટ્રે. યુ. ઇ. કોન્ગ્રેસની બેઠક બરાબર ઠરાવેલા કલાકને ટકોરે ઉઘાડી નાખવી હતી; કેટલાક ડેલીગેટોએ જણાવ્યું કે તેઓ પોતાની ઘડીયાળ તેનો બોલવાનો ઘંટ સાંભળીને બરાબર મૂકતા હતા.

બીજે હાથે, હમણાંજ પુરી થયેલી ત્રીજી સમાજવાદી આંતરરાષ્ટ્રીય પરીષદ્ ખરી રશીયન પદ્ધતી ઉપર ચલાવાઇ હતી, એટલે

કે ઠરાવેલા વખત કરતાં દોઢથી ત્રણ કલાક મોડી ઉઘડતી હતી. એમ કહી શકાય, કે લોસોસ્કીની કાબેલ આગેવાની નીચે રે. ટ્રે. યુ. ઇ. આંતરદેશીય મજુર પ્રવૃત્તિમાં બહુ આગેવાન ભાગ ભજવવા માંડશે.

(૧૭)

(મી૦ ફોસ્ટર જેઓ 'ફેડરેટેડ પ્રેસ'ના ખબરપત્રી તરીકે રશિઆમાં ચાર માસ રહીને હવે પાછા ફર્યા છે, તેઓ પોતાની રશિઆના એક દારૂગોળાના કારખાનાની મુલાકાતનો નીચે મુજબ હેવાલ આપે છે—અ૦ ફે૦ પ્રેસ).

એક દિવસ એક બીજા અમેરિકનને અને મને દારૂગોળાનાં કારખાનાના કામદારો સન્મુખ ભાષણ આપવાનો અને મોસ્કોની નજીક આવેલું તેમનું કારખાનું જોવાનો પ્રસંગ સાંપડયો. રશિયાની આધુનિક સ્થિતિને અનુસરીને આ બનાવ એવો છે કે અમેરિકન કામદારોને એ હેવાલ વાંચતાં બહુ મઝા પડશે.

૪૦ મીનીટની મોટરની મુસાફરી કરતાં અમે કારખાનામાં પહોંચ્યા. આ પાવડરનું કારખાનું છે, અને ગોળાપણ ત્યાંજ ભરવામાં આવે છે.

કેટલાક કામદારો અમને આવકાર સહિત અંદર લઇ ગયા અને સમાજવાદીઓની જાહેર સભા ભરવાના હોલમાં અમે બેઠા જ્યાં કાળી રોટી, મસ્કો, દુધ, મધ અને માછલીનો અમે અચ્છી તરેહ નાસ્તો કર્યો.

આ સ્થળે જણાવવું આવશ્યક છે કે જ્યાં જ્યાં સમાજવાદીઓનાં મંડળ બંધાયાં છે, ત્યાં ત્યાં તેઓએ સભાસ્થાનો, વર્તમાન પત્રો ઇ૦ રાખવાની પુરતી કાળજી લીધી છે. અને પોતપોતાના સમૂહોમાં તેઓ રાજદ્વારી કેળવણીને જેમ બને તેમ ઉત્તેજન આપવા શકય એટલું સર્વ કરે છે.

નાસ્તો કરીને અમે કારખાનું જોવા ગયાં. સ્થાપના તો ઝારના વખતથી થયેલી પણ અત્યારે તે મોટા પાયા ઉપર ચાલતું

નહોતું. અને તેની અગત્યતા પણ વિપ્લવના સમયેજ માલુમ પડી. તેનાં કારણુ બે છેઃ એક તો ચઢાઇના ભયથી કારખાનાં મોસ્કો અને બીજાં પુર્વ તરફ આવેલાં શહેરોમાં ખસેડવામાં આવ્યાં હતાં, અને બીજું આપસઆપસના યુધ્ધોમાં ' રેડ-આર્મી' ને દારૂગોળાની બહુજ જરૂર પડતી. અત્યારે કારખાનાને લગતા કુટીબંધ મકાનો છે, અને તે બધાનું મળીને ક્ષેત્રફળ ૩૦૦ એકર જેટલું છે. દરેક મકાનો જરા જરા છેટે રાખવામાં આવ્યાં છે કે જેથી (ધાર્યા પ્રમાણે) અકસ્માતથી કદાચ ધડાકો થાય તો તે બધાં મકાનોને આચકો લાગે નહી. કારખાનું જોસબંધ ચાલતું હોય ત્યારે ૩૫૦૦ કામદારો રોકાયલા હોય છે. અત્યારે તો ફકત ૧૦૦૦ માણુસોજ કામ કરે છે.

અમને દરેક સ્થળ બતાવવામાં આવ્યાં હતાં, અને કેટલીક ગુપ્ત ચીજો પણ બતાવવામાં આવી હતી. મારો સોબતી જે પોતે મશીનીસ્ટ હતો તે મશીનરી અને કામ જોઇને બહુ ખુશ થયો. અને તેણે જણાવેલું કે કામ સાધારણ કરતાં ઉંચી કોટીનું છે. કાળા પાવડરની બનાવટ જોવા જતી વખતે અમારે ' ફેલ્ટ સ્લીપર' પહેરવાં પડયાં હતાં, નહિ તો વખતે જોડાના ઘસારાથી તણખો ઉડે અને આગ લાગી જાય.

પાવડર બનાવવાનું કામ પુર જોસમાં ચાલતું હતું, ચાર એન્જીનો વડે કામ કરવામાં આવે છે, અને એ એન્જીનોની બનાવટ જોઇને આપણને લાગ્યા વિના નહિ રહે કે રશિયન કામદારોને ઘણી મુશકેલીઓ વચ્ચે કામ કરવાનું છે. એક એન્જીન ઇંગ્લેંડમાં, એક રશિઆમાં, અને બે જર્મનીમાં બનાવવામાં આવ્યાં હતાં. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મુડીવાળાઓ જયારે સત્તામાં હતા, ત્યારે મશીનરી અને બીજી ચીજોને માટે તેઓ વિદેશો ઉપરજ આધાર રાખતા, પણ હવે કામદારોને તેમના પોતાના ઉપરજ ભરોસો રાખવાનો છે એટલે કે તેઓએ ઉદ્યોગનું પોતાની મેળેજ પ્રતિષ્ઠાપન કરવાનું છે.

કેટલાક કામદારો ૩૦૦, ૩૦૦ રતલની વજનની ગોળાની પેટીઓ રેલ્વે ઉપર લાવતા હતા તે જોવામાં અમને ખાસ રમુજ

આવી. તેઓ પેટીને પોતાની પીઠ ઉપર નાંખીને ૧૦૦-૧૦૦ વાર એટલે દુર ઉંચકી જતા હતા. અમારી સાથેવાળા દુભાષીઆએ જણાવ્યું કે અત્રે કાંઇક ખળભળાટ થયેલો એટલે હવે રોજ ૨૪ પેટી લાદવામાં આવે છે. બાર બપોરે, અને બાર બપોર પછી. જ્યારે કામના કલાક દિવસના આઠ હોય છે.

કામદારોએ વાંધો ઉઠાવ્યો અને રશિઆના કામદારોના પ્રજાસત્તાકના હિત માટે ઓછા ખોરાકે પણ કામ વધારે કરવાનો આગ્રહ કર્યો, તેઓએ ન તો પગાર વધારે માંગ્યો, ન તો કામના કલાક ઓછા કરવા ચાહ્યું. પણ તેઓએ તો દિવસના આઠ કલાકના સમય પર્યંત વધુ કામ કરવાનું જ માંગ્યું. માટે બપોર સુધીમાં ૨૪ પેટીઓ ઉંચકવાનું અને બપોર પછી પણ કામમાં ૧૦૦ ટકાનો વધારો એટલે બીજી ૨૪ પેટીઓ ઉંચકવાનું માથે લીધું ત્યારેજ તેમને સંતોષ થયો. જો કે આ સ્થાન લશ્કરી સત્તાવાળાઓના અંકુશ હેઠળ છે. તોય, અમે ગયા કે તરતજ આ માણસો એકઠા થઇ ગયા, અને અમારી આજુબાજુ વીંટળાઇ વળ્યા. અને અમેરિકાના કામદારોને તેમનો સંદેશો પહોંચાડવાનું અમે જ્યારે વચન આપ્યું ત્યારેજ તેઓ અમારી પાસેથી ખસ્યા.

કારખાનામાં ખાસ જાણવા જોગ એ હતું કે આગને માટે પુષ્કળ સાવધાનીના સાધન રાખવામાં આવ્યા હતા, અમે દાખલ થયા કે અમારી બરાબર તપાસ થઇ કે વખતે અમારામાંના કોઇ પાસે દીવાસળી તો નહોતી! ખુદ કમાન્ડરની પણ ઝડતી લેવાતી. મકાનોની આજુબાજુ, તળાવો, બાલદીઓ, વિ૦ પુરતું સાધન રાખવામાં આવે છે, તે ઉપરાંત ૧૪૦ માણસો અને આઠ એન્જીનોનું એક 'ફાયર બ્રીગેડ' રાખવામાં આવ્યું છે. માણસો યુરોપીયનોની માફક પીતળના ટોપ પહેરે છે. અમને બતાવવા માટે અખતરો કરવામાં આવ્યો. અવાઝ ઠોકયો. એટલે ૬ મીનીટમાં તો બંબાવાળા બધાં સાધન સાથે એક માઇલથી આવી લાગ્યા અને નળ વિગેરે જોડવી દઇને પાણીનો મારો પણ ચલાવવા તઇયાર થઇ ગયા.

વળી પાછા અમે કારખાનાની ઓફિસમાં ગયા, અને આગળ પ્રમાણેની વસ્તુઓનો નાસ્તો કર્યો, ત્યારપછી કારખાનાંને લગતી બીજી ચીજો બતાવવામાં આવી. આ કારખાનું આગળ એક મોટું મકાન હતું તે અમને સમજાવ્યું. વળી તે ઉપરાંત, ત્યાંની હુન્નરશાળા, ચિત્રશાળા, શિલ્પશાળા, કોતરકામ, વિગેરે બતાવાયાં. કેટલાંક કામ તો બહુ હેરત પમાડે એ રીતે થાય છે. તેની પછી વળી એક 'ટેકનીકલ સ્કુલ' છે જેમાં કામદારોને રસાયણશાસ્ત્ર અને ઔદ્યોગિકશાસ્ત્રોને લગતી બારીકીઓ શીખવવામાં આવે છે.

તેની સાથે એક લાયબ્રેરી છે, જેમાં ઓછામાં ઓછાં ૫૦૦૦ પુસ્તકો હશે, ત્યાર પછી એક હૉલ છે જેમાં જુવાન કામદારોની કલબ હોય છે અને છેલ્લે છેડા ઉપર એક નાટકશાળા છે. જેમાં કામદારો નાટક ભજવે છે. અમારા ભોમીઆએ જણાવેલું કે તેમની પાસે સંખ્યાબંધ નાટકો ગમે ત્યારે ભજવવાને તઇયાર પડયા છે.

આ પ્રવૃત્તિઓ ઉપરાંત કામદારોનાં સંગીત સમાજ, ગમત કલબો, ઓરચેસ્ટ્રા વિગેરે હોય છે. સામ્યવાદીઓને માટે ગમે તે કહેવાનું પણ એટલું તો ખરૂં જ છે કે તેઓ લોકમાં સંપૂર્ણ પ્રકારની કહેવાય એવી કેળવણી આપવા પ્રયત્ન કરવામાં પાછા રહેતા નથી.

કારખાનું છોડવાનો વખત થયો એટલે બધા કામદારો થીયેટર આગળ ખુલ્લાં મેદાનમાં એકઠા થયા. ત્યાં કલાકેક સુધી અમે અને બીજાઓએ ભાષણો કર્યાં. તેઓ રાજી થયા અમારે માટે કદર બુજવાનો ઠરાવ પસાર કરી અને રસ્તે અમને અભીનંદનની તાળીઓ મળતાં અમે મોસ્કો તરફ પાછા ફર્યાં અને એ રીતે અમારી કારખાનાની મુલાકાત સંપૂર્ણ થઇ.

(૧૮)

(મી૦ ફોસ્ટર જેઓ રશીઆ ખાતે સાડા ત્રણ મહિના રહીને અત્રે પાછા ફર્યાં છે, તેઓ સમાજવાદી રાજ્યકર્તાઓ નાણાં સંબંધી કેવી રીતે કારભાર ચલાવે છે તેનો હેવાલ આપે છે—મા૦ ફ્રી પ્રેસ.)

સમાજવાદની મુખ્ય યોજના તરીકે રશિઅન સરકાર નાણાંના ચલણનો સદંતર નાશ કરવા માગે છે, અત્યાર સુધી તો તેમ બની શક્યું નથી, એથી ઉલટું, રશિઆમાં કોઇવાર સાંભળવામાં પણ નહિ આવેલી એટલી બધી કાગળની ચલણી નોટોની રેલછેલ થઇ રહી છે. એવી નોટો પાડવાનું એટલું બધું જોરથી કામ ચાલે છે કે નોટો પાડવાનો એક જાતનો ઉદ્યોગ થઇ પડયો છે. જેમાં ૧૩૦૦૦ માણસો કામે રોકાયલાં છે. ગયે વર્ષે ૩૦૦૦ ટન ચીથરાંની ચલણી નોટો બનાવવામાં આવી હતી, અને દર મહીને ૬૦ થી ૭૦ ટ્રેનના ડબ્બાઓ ભરી ભરીને મોસ્કોથી રાજ્યના બીજા ભાગોમાં નોટો લઇ જવામાં આવતી હતી. જાણે ચલણી નોટોનો મોટો જલ પ્રલય !

'સોશીયલ રીવોલ્યુશન એન્ડ ફાઇનેન્સીંગ' નામની એક સુંદર ચોપડીમાં નાણાં ખાતાંનો કમિશ્નર લડાઇની શરૂઆતથી દર વર્ષે કેટલી ચલણી નોટો પાડવામાં આવી હતી, તેના આંકડા પુરા પાડે છે. આ કાગળનાં નાણાંનો કેટલો ગંજાવર વધારો થયો તે જોઇ શકાશેઃ–

| | | |
|---|---|---|
| ૧૯૧૫— | ૨૬૧૧૨૦૦૦૦૦ | રૂબલ |
| ૧૯૧૬— | ૩૩૭૯૨૦૦૦૦૦ | ,, |
| ૧૯૧૭— | ૧૮૦૯૧૨૦૦૦૦૦ | ,, |
| ૧૯૧૮— | ૩૩૯૫૧૬૦૦૦૦૦ | ,, |
| ૧૯૧૯— | ૧૬૩૭૫૦૮૦૦૦૦૦ | ,, |
| ૧૯૨૦— | ૯૪૩૫૮૧૬૦૦૦૦૦ | ,, |
| ૧૯૨૧— | ૭૫૪૦૦૦૦૦૦૦૦૦ | ,, |

'ખર્વ'ની સંખ્યા ઉપર નોટો કાઢવામાં રશિયન સરકારેજ પહેલ કરી છે અને આ પ્રમાણે નોટોનો વધારો થયાજ કરશે તો પછી ગણત્રી જ્યોતિષશાસ્ત્રના આધારે થઇ પડશે.

ક્રાંતિકારક રશીઆમાં નાણાં સંબંધીનો મામલો ઉપર મુજબ છે. તે ખરેખર રશિઆના મીન–સોવીયેટ અથવા પ્રજા સત્તાકમાં નહિ ભળેલા એવા ખેડુતો જેમની સંખ્યા રશિઆની

વસ્તીનો લગભગ ૮૫ ટકા છે. તેમના ઉપર કરના બોજારૂપ છે. આવા ખેડુતો નાણુંના ચલણુમાં વિશ્વાસ રાખનારા છે, તે ઉપરાંત તેઓ કોઇપણુ જાતનું વિનિમય તો હોવુંજ જોઇએ એમ માનનારા છે. એટલે સરકાર નાણુંના રૂપમાં તેમને થોકડાબંધ ક્રાંતિકારક પ્રજાસ-તાકના સિક્કાઓવાળી નોટો આપે છે અને બદલામાં દાણો, ઢોર અને બીજી ખાસ ઉપયોગી ચીજો લશ્કર અને શહેરમાં વસવાટ કરવાવાળાઓ માટે લે છે. એટલે આ વિનિમયનો અર્થ તો એજ કે સરકારે કંઇક છાપેલું કાગળીયું આપવું અને બદલામાં સંગીન ચીજો મેળવવી.

આ રીતથી સરકારને ગઇ સાલ ૨૫૦૦૦૦૦૦૦ સોનાના રૂબલ જેટલો નફો થયો, અને વિપ્લવ પછી દરવર્ષે પ્રજાકીય બજેટનો ખાડો આમજ પુરાતો આવ્યો છે. જ્યારે જ્યારે સરકારને પ્રજાકીય કરી નાંખેલા ઉદ્યોગોમાંથી ઝાઝો નફો ન મળતો હોય અને જ્યારે બીચારા ખેડુતો ઉપર સીધી રીતે કર નહિ નાંખી શકાતો હોય ત્યારે તેઓ આવી ચલણી નોટોના વેચાણુથી પોતાના ખોટનો ખાડો પુરો કરે છે. જે લોકો ચલણી નાણુંના શોખીન હોય છે તેમની પાસેથી સરકાર આવી રીતથી સંગીન વસ્તુઓ મેળવતી રહી છે. અલબત, ખેડુતો અને બીજાઓ જ્યારે જ્યારે નવી નોટો એકદમ જથાબંધ નીકળે છે ત્યારે તેઓ વિરોધ દર્શાવે છે, અને ચલણી નાણુંના ભાવમાં ઘટાડો કરવા બીજી વસ્તુઓના ભાવ વધારે છે પણુ તેમ કરવામાં તેઓ મોડા પડી જાય છે. સરકારનાં નાણુંખાતાંના મુખ્ય અધિકારીઓ બડા ચાલાક હોય છે, તેઓ ખેડુતો પાસેથી કોઇને કોઇ રીતે પોતાને જોઇતાં સાધનો કઢાવીજ લે છે. આ પ્રમાણે વિપ્લવમાં જેઓ નથી ભળ્યા તેમના ઉપર કરના બોજાથી તેમને આધીન કરવા અને સમાજવાદના સિદ્ધાંતો ઠસાવવા માટે સોવિયેટ સરકારને ચલણી નોટોનો વધારો તો જાણે એક હથીયાર રૂપ થઇ પડયું છે. અને જો ખેડુતો આવા નાણું લેતી હોત નહિ તો વિપ્લવ ક્યારનોય નિષ્ફળ નિવડયો હોત.

આમ નોટાનો એકદમ વધારો થવાથી રૂબલની કીંમતમાં
અસાધારણ ઘટાડો થઇ ગયો છે. લડાઇ પહેલાં એક અમેરિકન
ડોલરના બે રૂબલનો ભાવ હતો. હવે એક ડોલરને માટે ૩૦૦૦૦
રૂબલ પડે છે. મુડીવાદમાં માનનારા દેશોમાં જો ચલણી નાણાંની
કિંમતમાં આટલો બધો ઘટાડો થાય તો તે દેશોનો જહાનમ
જડમાં ક્યાંય પત્તાએ ન રહે ! પણ રશિઆમાં તો સઘળા ઉદ્યોગો
પ્રજાકીય કરી નાંખવામાં આવેલા હોવાથી એવી કોઇ અસર
ઉપજી નથી. ફકત એકજ પરીણામ આવ્યું છે અને તે એ કે
રૂબલની કિંમતમાં નહિ ધારેલો એવો અને હજીપણ અનિશ્ચિત
ઘટાડો જ્યાં સુધી છાપાખાનાં ચાલુ હાલતમાં હોય, અને ચીથ-
રાંનો જથો પુરતો હોય, ત્યાં સુધી તે ચાલી જશે અને પોતાનો
જરૂરી "નફો" નાણાં બજારમાંથી મેળવશે. જેમ નાણાંના ભાવ
પડતા જશે તેમ છાપેલી નોટોના નંબર અને છાપેલી કિંમતની
સંખ્યા વધતી જશે.

આર્થિક વસ્તુસ્થિતીની આ બાજુ ઉપર ચર્ચા કરતાં
નાણાં ખાતાના પ્રજાકીય ઓધ્ધેદાર કહે છે કે " ૧૯૧૭માં કોપેક
હયાત હતો, અને પચાસ કોપેકથી કાંઇક પણ ખરીદી શકાતું
હતું. ૧૯૧૮માં કોપેકનો ભાગ રૂબલે ભજવ્યો. ૧૯૧૯ માં
"કોપેક" શબ્દજ વીસરી જવાયો એટલુંજ નહિ પણ ગણત્રીના
અંક તરીકે " રૂબલ " શબ્દની જગાએ દસ રૂબલ થયા. ૧૯૨૦
માં ગણત્રીનો ખરો અંક સો અને હજાર હતો—એક અને દશ તો
ઉડીજ ગયા. ૧૯૨૧ માં ખરો અંક હજાર અને પાંચહજાર
છે. પણ આ બધાનો છેડો ક્યારે આવશે ? આપણા કાગળનાં
નાણાં કુબશે ક્યારે ? સ્પષ્ટ છે કે આપણી નોટો ઉપર મીડાં
વધારે જવાથીજ માત્ર પડતી ન આણી શકાય. અહિં મુશ્કેલીઓ
શુદ્ધ વિગત સંબંધી છે. મીડાંની સંખ્યા ઓછી કરવા માટે
૧૦૦૦ ને બદલે અક્ષર " T " ("થાઉઝન્ડ") મુકાય, અને
આપણે નોટો ૧૦ T, ૧૦૦ T, ૧૦૦૦ T, અને એ પ્રમાણે
જાણીયે. આગળ જતાં T ની પરંપરામાં આપણે મીડાંની જગાએ
M (મીલીયન—દશ લાખ) મુકીને 1 M, ૧૦ M, ૧૦૦ M,

પિ૦ મૂકાય. આપણા ચલણી નાણાંની જીવનદોરી માટે મીડાંની જમાત પ્રથા પૂરતી થશે, અને ન થાય તો વધારે ઘડી કાઢવી પડશે."

રૂબલના ભાવની જંગી મંદી એ હરીફાઈથી ઉપજતી વસ્તુઓના ભાવને ગગન ગામી બનાવી દીધા છે. મોસ્કોના "મુક્ત" છુટક બજારમાં હાલ ચાલતા નીચેના ભાવ નમુના રૂપ છેઃ—

| વસ્તુ | રતલ દીઠ રૂબલ |
|---|---|
| માખણ ... ... ... | ૨૯૦૦૦ |
| ખાંડ ... ... ... | ૩૫૦૦૦ |
| બટાટા ... ... ... | ૧૦૦૦ |
| લોટ ... ... ... | ૩૭૨૫ |
| ચોખા ... ... ... | ૧૫૦૦૦ |
| બીફ ... ... ... | ૧૦૦૦૦ |
| પોર્ક ... ... ... | ૧૫૦૦૦ |
| ચ્હા .... ... ... | ૮૦૦૦૦ |
| રોટી ... ... ... | ૩૦૦૦ |
| ઇંડાં....દરેક દીઠ ... ... | ૧૨૦૦ |
| હેરીંગમાછલી ,, | ૧૮૦૦ |
| હેરપીન ,, | ૧૦૦૦ |
| ટાંકણી ,, | ૨૦૦ |
| જોડા, એક જોડના | ૪૫૦૦૦૦ |
| કપડાં, એક સુટના | ૧૦૦૦૦૦૦ |
| દોરાની દડી | ૬૦૦૦ |
| સાબુ, ન્હાવાનો, | ૨૦૦૦૦ |
| સાબુ, ધોવાનો | ૧૫૦૦૦ |

અમેરીકન નાણાંમાં તેનો તરજુમો કરીયે તો (દર ડોલર ના વીસ હજાર રૂબલ લેખે) આમાંના ઘણા ભાવ બહુ ઉંચા છે. [illegible]માં આવેલા ઝટકીના મામલાથી ભાવના આવેલા ગંભીર ઘટાડાનું આ પરીણામ છે, એટલે મોસ્કોમાં માખણ દર રતલે

૯૭ સેન્ટ, ખાંડ એક ડોલર ૧૬ સેન્ટ, ચ્હા ૨.૬૭ ડોલર, ચોખા ૫૦ સેન્ટ વી૦ ભાવે પડે. બીજે હાથે કેટલીક વસ્તુઓ બહુ સોંધી પડે. લોટ રતલ દીઠ ૧૩ સેન્ટ, રોટી ૧૦ સેન્ટ, બીફ ૪૦ સેન્ટ, અને પોર્ક ૫૦ સેન્ટ. ૧૯૧૪ માં રોટીની કીંમત રતલ દીઠ ત્રણ કોપેકથીયે કમી હતી. તેના ભાવમાં વધારો આશરે દસ લાખ ટકાનો છે સામાન્ય રીતે ચીજોના પ્રમાણમાં તે ઓછો છે.

ઉંચે જતા અને વારંવાર ચડીજતા આ ભાવોની સચોટ અસર એ થઇ કે કામદારોની નાણુંના રૂપમાં રોજી વસ્તુતઃ ધોવાઇજ ગઇ. સપાટા બંધ ફરતા ભાવો જોડે તેને પણ બદલે જવાનું અશકય જણાયું છતાં, વસ્તુસ્થીતી સમજવા માટે એ ધ્યાનમાં રાખવાનું છે કે હાલ રશીયાના ઉદ્યોગોમાં કામ કરનારાને ભાડું કપડાં, ખોરાક અને બીજી જરૂરીયાતો સરકાર તરફથી મફત મળે છે. તેમને નાણુંના રૂપમાં મળતા પગાર તો માત્ર જે બને તે બજારમાંથી વેચાતું લઇને સરકારનું આપેલું હોય તેમાં પુરતી કરવા માટેજ છે. આ રોજી માસીક ચારથી વીસ હજારના ગાળામાં છે, સમાજવાદી પક્ષનો એક કાનુન છે કે તેનો કોઇ પણ સભ્ય દર મહીને સાડા તેરહજાર રૂબલથી વધારે ન સ્વીકારે, જેથી લોકોના ઓધેદારો (રશીયાના પ્રધાન મંડળ) ને એ નજીવી રકમથી બાંધી દે છે, જેની કીંમત હાલ આશરે ૪૫ સેન્ટ જેટલી થાય. છતાં કોઇપણ પક્ષથી અલગ એવા ઉદ્યોગના કેટલાક નીષ્ણાતોને સાડાસાત લાખ જેટલો દરમાયો પણ મળે છે.

ઉપર જણાવેલા ભાવોની યાદી ઉપરથી સ્પષ્ટ થાય છે કે વીસ હજારના દરમાયામાં પણ ખરીદીની શકતી નજીવી હોય છે, અને પગારનાં શીડયુલોને હેરફેર થતા ભાવોની બરોબર રાખવાનું અશકય જણાવાથી સરકારે એક નવી પોલીસી એવી કાઢી છે કે કામદારોને (નીયમીત મળતી ચીજો ઉપરાંત) પગાર તેમનાથી ઉત્પન્ન થતી વસ્તુના રૂપમાં, ઉદ્યોગનો પ્રકાર જોતાં બની શકે ત્યાં સુધી, આપવો. આ વસ્તુઓનો કામદારો તેમનાં સહકારી

મંડળો મારફત ખેડુતો જોડે ખોરાકી માટે અથવા તો બીજા કામદાર મંડળો જોડે કપડાં, જોડા વી. માટે વેપાર કરે છે. આ પ્રમાણે બનતા સુધી, "છુટાં" બજારોમાં ભાવોની નરમ ઉરફેરમાંથી તેઓ બચે છે, અને છતાં એ બજારો આપી શકે તેમ હોય તેવી દરેક વસ્તુનો લાભ તેમને મળી શકે છે.

જો કે રશીયાના ક્રાંતીકારો તેમની ચલણી પધ્ધતીની જુબાંટો જોઇને, અને તેનાથી તેમને મળતો આટલો બધો ટેકો જોઇને ઘણીવાર હસે છે છતાં ચલણને ઉચકવાના ગેરફાયદા તે લોક સારી પેઠે સમજે છે તેમને ખબર છે કે રશીયાની ઉપજનો અતીશય જંગી ભાગ (મોટે ભાગે ખેતીવાડીમાં) હજી પણ હરી ફાઇ અને સ્વતંત્રતાના ધોરણે ચાલે છે, અને તેને સારામાં સારી રીતે ચાલવા દેવા માટે ઠરેલા ચલણની અનીવાર્ય જરૂર છે. જો એક ચેન્જનું સાધાન તેમણે નબળું કરી નાખ્યું હોય તો તે બેહદ ક્રાંતી વીષયક જરૂરીયાતને લીધેજ.

રશીયન સરકારને માથે રહેલા ઉમંગી અર્થ શાસ્ત્રીઓ ક્યારનાય તેને સ્થીર બનાવવાની યોજનાઓ ઘડવા લાગ્યા છે, પણ જયાં સુધી ઉદ્યોગવીષયક કોકડું ન ઉકેલાય; રાષ્ટ્રીયકૃત ઉદ્યોગોના કામદારો પાસે સ્વતંત્ર ઉદ્યોગોવાળા—ખાસ કરીને ખેડુતો—જોડે અદલબદલ કરવા માટે જથા બંધ વધારાનો માલ ન હોય, ત્યાં સુધી તેમ બની શકે નહી. જયારે એ વખત આવશે અને નજીકના ભવીષ્યમાં તે આવશેજ—ત્યારે એકસચેજનું સાધન, પછી તે નાણાંનું, મજુરોના ચેકનું, કે ગમે તેનું હોય તો પણ નવરાશના વખતે ઘડી કાઢવાની ફકત એક વીગતરૂપ બની રહેશે.

## ૧૯

## રશિઆનાં વર્તમાનપત્રો.

('ફેડરેટેડ પ્રેસ' અમેરીકા, માટે લખનાર, વીલીયમ ઝેડ ફોસ્ટર)

વીપ્લવને લીધે જેમ બીજી સંસ્થાઓ ઉપર અસર થઇ છે તેમ છાપખાના ઉપર થઇ છે. આ મહાન ઉત્ક્રાંતિ પૂર્વે કામ-

દારોને લગતું એક પણ વર્તમાનપત્ર ન હોતું ત્યારે અત્યારે કામદારોને લગતાં વર્તમાનપત્રો સીવાય ભાગ્યેજ બીજાં પત્રો હશે. અત્યારે લગભગ સઘળાં વર્તમાનપત્રો સમાજવાદીઓ, સરકાર, ટ્રેડ યુનીયનો, કો–ઓપરેટીવો અને સમાજવાદી વીપ્લવ સાથે સંબંધ ધરાવનારાં બીજા પક્ષોનાજ વાજીંત્રો છે. વીરોધ દર્શાવનાર એક પણ અગત્યનું વર્તમાનપત્ર નથી. વીપ્લવકારક લડતના કઠિણ અને કડવા સમયમાં, શાહીવાદી મુડીવાદી, લીબરલ, કલેરીકલ અને સમાજવાદથી વીરૂદ્ધ એવાં સર્વ વર્તમાનપત્રોનો નાશ થઇ ગયો.

આ બધાંના નાશનું મુખ્ય કારણ એ છે કે એક યા બીજી રીતે બધાંજ રાજ્યદ્વારી અને સમાજવાદી બાબતમાં ઉલટોજ મત ધરાવતાં અંતર્ગત રીતે બધાંજ મુડીવાદી હતાં. અને લોકસત્તાક રાજ્યતંત્રની તો બીલ્કુલ વીરૂદ્ધજ હતાં. અને બધાંય વીપ્લવ વીરૂદ્ધ હોહા કરવામાં એક સામટાં જોડાયાં અને જે વીચાર વાદી પત્રો ગણાતાં તે તો વીપ્લવની બાબતમાં બહુજ ઝેરીલાં હતાં, કારણ કે તેમનો ઉઘાડો વીરોધ તેમની ગુંચવણ ભરી શબ્દ જાળમાં છુપાતો રહેતો હતો. કામદાર તંત્રના આદર્શ હેઠળ તેઓ વીપ્લવને કાપી નાંખતા હતા.

વીચારવાદી હોવાનો ડોળ કરતાં પત્રોની પડતી ઉપર બહુ મશ્કરી યુકત હુમલાઓ થયા છે, પણ બારીક પ્રસંગે અધવચ્ચે લટકનારાંઓને માટે અવસર નહોતો કામદાર વર્ગને ઝારીઝમની સામે સ્વતંત્રતાને માટે લડવામાં રસ્તામાં હજારો મુશ્કેલીઓ હતી. દેશની અંદર મુઠીવાળો અને કેળવાયલો વર્ગ ઉદ્યોગધંધા બંધ કરતો હતો, અને કામદારોનો નાશ કરવા એકે પગે મંડયો હતો, દેશની બહાર આખી સરહદ ઉપર મુડીવાળા દુશ્મનોના લશ્કર ખણખણાટ કરી રહ્યા હતા. જો વિપ્લવવાદીઓની હાર થાય તો ઘોરઅત્યાચારી આપખુદો વિજયશાળી નીવડે અને કામદારોના ઇતિહાસમાં કદી નહી બનેલી એવી કત્લેઆમ ઉઠી રહે.

આવા બારીક પ્રસંગે લડતને બે પક્ષ હોય. એક કામદારોની તરફેણમાં અને બીજો વીરૂદ્ધમાં હતોજ, વચલો રસ્તો નહી. સવાલ

કાંતો આ પાર કાંતો પેલે પારનો હતો, 'સુધારક' ગણાતા વર્ત- માનપત્રોએ ભવીષ્ય નાડી લીધું, અને પોતાની પસંદગી પ્રમાણે નસીબાધીન ફળ પામ્યાં. પોતાની નીચ રીત પ્રમાણે તેમણે લુટારૂ વર્ગનો પક્ષ લીધો અને વીપ્લવવાદીઓને હરાવવા માટે સખ્ત ઝુંબેશ ઉઠાવી. એટલે તેમના કામદાર દુશ્મનોના હાથે તેમનો નાશ થયો.

વીપ્લવની લડતની શરૂઆતથીજ કામદારો બરાબર સમજી ગયા હતા, કે લુટારૂ વર્ગના ભાડુતી વાજીંત્રો વર્તમાનપત્રો જે ઝેર ફેલાવી શકે તેવું કોઇ ફેલાવી શકે એમ નથી. એટલે આ ભય ટાળવા તેઓ કટીબદ્ધ થયા. તે લોકો પોતાના નીશ્ચયમાં ડામાડોળ ન થયા, પણ વીપ્લવનાં તર્ફેણવાદી છાપાંઓ સ્થાપ્યાં અને સમાજવાદથી વીરૂદ્ધ લખનારાં છાપાંઓ સામે સખ્ત ઝુંબેશ ઉઠાવી. જો એ મુડીવાદીઓથી ચાલતાં પત્રોનું પોલ બહાર પડી જાય તો તરતજ તે પત્રો વ્યાપારી દષ્ટિએ બંધ પડી જાય એવા ઉપાયો યોજવા લાગ્યા, છેલ્લે કામદાર પક્ષનાંજ પત્રો એકલાં રહ્યાં.

અત્યારથી વસ્તુસ્થીતી એવી છે કે વીરૂદ્ધ મત દર્શાવતાં પત્રોની સ્થાપનાને ઉત્તેજન મળતુંજ નથી, જ્યારે વીપ્લવનું ભય- કારક સ્થાન વટી જવાશે ત્યારે છાપાખાનાંઓને સૌથી વધારે સ્વાતંત્ર્ય બક્ષવામાં આવશે. પણ એ સમયને હજી વાર છે. રશીયન વીપ્લવને પોતાનાં અસ્તીત્વ માટે હજી લડવાનું છે એટલે તેઓ કોઇ પણ જાતનાં ઝેરી વીરોધી પત્રને અત્યારે છુટ આપી શકે તેમ નથી.

અત્યારનાં વર્તમાનપત્રોમાં તો મોટે ભાગે કંઇ ને કંઇ નવી- નતા હોય છેજ. આપણે જે અર્થમાં સમજીએ એવાં સાધારણ વર્તમાનપત્રો છેજ નહી. દરેક વર્તમાનપત્ર કોઇ અમુક ખાસ સંસ્થાનાજ વાજીંત્ર તરીકે હોય છે અને તે સંસ્થા સંબંધીનાંજ લખાણ આપવામાં આવે છે, અને નહી કે સાથે બીજી કોઇપણ બાબતનાં એટલે એકને એક જાતના સમાચારો ભેવડાઇને તો ભાગ્યેજ દેખાવમાં આવે છે અત્યારે આગેવાન પ્રજાકીય દૈનીક પત્રો નીચે મુજબ છેઃ—

## સમાજવાદીઓનું, 'પ્રાવડા.'

સમસ્ત રશીઅન સોવીયેટની મધ્યસ્થ કારોબારી સમીતીનું, 'ઇસ્વેશીઆ,' સમસ્ત રશીયન ટ્રેડ યુનીયનોની મધ્યસ્થ કારોબારી સમીતીનું લેબર, સુપ્રીમ ઇકોનોમીક કાઉંસીલનું, ઇકોનોમીક લાઇફ.

## ખેડુતોનું 'પાવર્ટી.'

આ વર્તમાનપત્રોનો આખા રશીઆમાં જબરો ફેલાવો છે, તે ઉપરાંત બીજાં અનેક શહેરો અને કસ્બાઓમાં સ્થાનીક દૈનીક પત્રો છે અને મોટે ભાગે સમાજવાદીઓ, સ્થાનીક સોવીયેટો અને ટ્રેડ યુનીયનીસ્ટો એકત્ર થઇને અથવા અલગ અલગ રીતે તેમને બહાર પાડે છે.

કેટલીક વાર 'બાકુ' જેવા મોટાં સ્થાનીક કામદાર મંડળમાં તેમનું પોતાનુંજ વળી એક દૈનીક રાખવામાં આવ્યું હોય છે. માલ લાવ લઇજા કરનાર કામદારોનું રશિયામાં એક સૌથી મહાન ગણાતું મંડળ તેના સભાસદો માટે વળી એક અલાયદુંજ દૈનીક પત્ર પ્રસિધ્ધ કરે છે. બીજાં પ્રજાકીય ટ્રેડ યુનિયનો પોતાને માટે કાંતો સાપ્તાહિક કે કાંતો માસિકો પ્રસિદ્ધ કરે છે. ઘણી જગ્યાએ તો વળી મોટાં મોટાં કારખાનાઓમાં કામદારો પોતાને માટે બુલેટીનો—જાહેરનામાંઓ જેવાં પત્રો બહાર પાડે છે. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી છુટું એવું કોઇ પત્ર નથી. કારણ કે કાગળો પૂરા પાડવા ઉપર સંપૂર્ણ અંકુશ સરકારનોજ છે. એટલે બીજી જાતનાં પત્રો ઉભાંજ શી રીતે થાય ?

કામદાર પક્ષના કેટલાક વર્તમાનપત્રો તો સામાજીક લડતમાં બહુ વૃદ્ધ થઇ ગયાં છે. લડાઇના ઘણા ઘા ખમ્યા હોય એવું એક પેટ્રોગ્રેડનું 'પ્રાવડા' છે. તેની સ્થાપના પછીના નવમા વાર્ષિક મેળાવડામાં હમણાં થોડાજ વખત ઉપર એ પત્રે પોતાની કેટલીક આગલી મુસ્કેલીઓ વર્ણવી છે. જેમાનાં કેટલાક ઉતારા નીચે મુજબ છેઃ—

"એ વર્ષના અરસામાં 'પ્રાવડા' ને પોતાનું નામ આઠ વખત બદલવું પડ્યું હતું. 'પ્રાવડા', "રેબોચીયા પ્રાવડા",

'સેવર્નયા પ્રાવડા,' 'પ્રાવડા ટુડા,' 'ઝા પ્રાવડા,' 'પ્રોલિટેરકયા પ્રાવડા,' 'પુટોક પ્રાવડા,' અને 'પેરીડોલયા પ્રાવડા,' એના અસ્તિત્વનાં પ્રથમ વર્ષમાં 'પ્રાવડા'ના ૨૯૫ અંકોમાંના ૪૧ તો જપ્ત કરવામાં આવ્યા હતા. ૧૬ વખત તો દંડાયુ હતું અને ત્રણ અંકોને માટે અધિપતિને પકડવામાં આવેલો તે જામીન ઉપર પણ નહિ છુટી શકયો. તા૦ ૫ મી એપ્રીલ ૧૯૧૪ સુધીનાં પહેલાં બે વર્ષમાં 'પ્રાવડા'ના ૫૬૫ અંકોમાંથી ૧૩૪ જપ્ત થયેલા, અને ૩૧ જણાને મલીને ૧૪૪૫૦ રૂબલ દંડ થયેલો અને દંડ નહિ ભરે તો ૮૭ માસની કેદ ભોગવવી. અને તે ઉપરાંત અધિપતિઓને દંડ ભર્યા વગર ૯ માસ તો કેદમાં જવુંજ પડે. એ પ્રમાણે બે વર્ષમાં અધિપતિઓ (બધાની સજાના માસ એકઠા કરતાં) ૯૬ માસ અથવા ૮ વર્ષ તો જેલમાં ગાળી આવ્યા. પત્રની વચમાં અનેક જાતની મુશ્કેલીઓ લાવી લાવીને નાંખવામાં આવતી. એના ફેલાવા ઉપર અટકાવ થવા લાગ્યો, વર્તમાન પત્રો વેચનારાઓ ઉપર કામો ચાલ્યાં અને તે પત્ર વેચવાના મનાઇ હુકમો નીકળ્યા. એડીટોરીયલ સ્ટાફના માણસોને રહેવાને માટે જગ્યા નહિ આપવા માટે મકાન માલેકો પાસે બળાત્કારોના કહેવડાવાઇ. તા૦ ૭ મી જુલાઇ ૧૯૧૪ ને રોજ 'પેરીડોવયા પ્રાવડા'નો છેલ્લો નાશ થયો."

રશિયનો લોકોને સમજણ આપનારાં તરીકે વર્તમાન પત્રોને સારાં સાધન રૂપ ગણે છે એટલે કેળવણી ખાતાંની માફક વર્તમાન પત્રો ઉપર બહુ દેખરેખ રાખવામાં આવે છે. આવી તપાસ રાખનારાઓ દરેક છાપાખાનાંને તેની જરૂરીઆત અને યોગ્યતાના પ્રમાણમાં કાગળ પુરા પાડે છે. તે લોકો ઉંચા પ્રકારની કેળવણી પણ વર્તમાન પત્રોદ્વારા ફેલાવાય એમ ઇચ્છે છે. એટલે પરિણામ એમ આવે છે કે ખુન, ધાડ, ચોરી વીગેરેના 'ધડાકા કરે એવા ગણાતા કચરા જેવા સમાચારો જેનાથી અમેરિકન વર્તમાન પત્રોના કોલમો મોટે ભાગે ભરવામાં આવે છે તેવાને રશિયન વર્તમાન પત્રોમાં સ્થાન મળતાંજ નથી.

રશિયન વર્તમાન પત્રોમાં જીવનના વધુ-ગંભીર અને અગત્યના પ્રસંગોના સમાચારનેજ સ્થાન આપવામાં આવે છે. બાકીતી જાહેર ખબર માટે બીલ્કુલ છુટ નથી.

અત્યારે રશિઆમાં કાગળોની બહુ ભારે અછત છે. એટલે વર્તમાનપત્રોનાં કદ નાનાં કરવાની ફરજ પડી છે. કેટલાંકના તો ચારજ પાનીયાં કરી નાખવામાં આવ્યાં છે. તેમાં સમાચારો ઠીસી ઠીસીને સમાવવામાં આવે છે. કાગળોની અછતને લીધે પત્રોની સંખ્યમાં પણ ઘટાડો કરવામાં આવ્યો છે. આમ પત્રોની નકલની સંખ્યા ઘટાડતાં પણ વાંચનારને હરકત કે વિક્ષેપ ન થાય તેને માટે બહુ સખ્ત કરકસર કરવી પડે છે. એને માટે ખાસ યુક્તિઓ રાખવામાં આવી છે કે થોડાંક પત્રોને ફાડીને દીવાલ તેમજ લાયબ્રેરીઓ તેમજ જાહેર મકાનો આગળ ચોંટાડવામાં આવે છે. જ્યાં આખો દિવસ વાંચવાને માટે લોકોનાં ટોળાં જામેલાંજ દેખાય.

એજ પ્રમાણે દરેક કામદારને એકેક નકલ પહોંચાડવાને બદલે જે જે કારખાનાંમાં જેટલા જેટલા કામદારો કામ કરતા હોય તેમને માટે જે લાયબ્રેરી હોય તેમાં અમુક ગણીગાંઠીજ નકલો મોકલવામાં આવે છે કે જેથી સર્વ વારા ફરતી વાંચી લે. કાગળની અછત હોવા છતાં કેટલાંક પત્રોનો ફેલાવો તો બહુ મોટો છે. પ્રજાકીય 'પ્રાવડા'ની રોજની બે લાખ નકલ નીકળે છે. 'ઇસ્વેચીઆ'ની સાડા-ત્રણ લાખ અને 'પાવર્ટી' ની સાત લાખ નકલો બહાર પડે છે.

આવા વિપ્લવના સમયમાં પણ કામદારો પોતાનાં વિરોધી વર્તમાનપત્રોમાં વિરોધ દર્શક વિચારો લખવાની છુટ આપે છે. પોતાનાં પત્રોની પ્રમાણિક અને રચનાત્મક ટીકા અને વિરોધી પત્રોનું નાશકારક પ્રોપેગેન્ડા તેઓ સમજી શકે છે. અરે, કેટલાંક પત્રો તો આ નવા રાજ્યતંત્ર ઉપર એટલા બધા ખુલ્લેછોગે વિરોધ દર્શાવે છે. અને કાળાંને એટલું બધું કાળું ચીતરે છે કે કામદારો ભડકીને તરતજ પોતાની ખામીઓ સુધારવા લાગી જાય છે.

આવા વિરોધી પત્રોને પણ ૯૦ ટકા જેટલા સમાચાર માટે તો કામદારોનાં પત્રો ઉપરજ આંકડા, વિગત, માહિતિ માટે

આધાર રાખવો પડે છે. તેઓ અલબત, એટલી તો સંભાળ રાખે છે કે પોતાને મળેલી છુટનો તેઓ ગેરઉપયોગ ન કરે. પોલ લોકો સાથેની લડાઇના વખતમાં એક જાણીતા સંપાદક સમાજવાદીઓની આંતરરાષ્ટ્રીય રાજ્યનીતિ ભુલી જઇને એવું લખી વાળ્યું કે જેથી પોતાની પ્રજાને પોલ લોકો ઉપર તિરસ્કાર ઉપજે તેવું પત્ર બહાર પડયું, પછી એકજ કલાકમાં તેને કાઢી મુકવામાં આવ્યો.

રશિયન કામદારો બહુજ સારી રીતે જાણે છે કે તેમનાં વિપ્લવની ફતેહ તેમનાં વર્તમાનપત્રોની લાયકાત ઉપર આધાર રાખે છે. તેઓ એમ પણ જાણે છે કે અત્યારે છાપાના સાધનથી લોકોના મન સુધી પહોંચવાને પૂરતી અનુકુળતા નથી. અને તેઓ વસ્તુસ્થિતિ સુધારવા શકય એટલા બધા ઉપાયો યોજે છે. છતાં પણ એટલું અનુમાન કરી શકાય કે કાગળની અછત મટયાથી અને આર્થિક સ્થિતિમાં સુધારો થવાથી રશિઆમાં એવી જાતનાં વર્તમાનપત્રો નીકળશે કે જેના જોટાના દુનિયામાં બીજે કયાંય ન જડે.

## (૨૦)

## ખેતીવાડીવિષયક વિપ્લવ.

(લેખક વીલીયમ ઝેડ ફોસ્ટર, 'ફેડરેટેડ પ્રેસ.')

વિપ્લવની રૂપરેખા માત્ર જેમ તે વિવિધ સામાજીક સંસ્થાઓના સંબંધમાં આવતો જાય તેમ વર્ણવવાની આપણી સામાન્ય યોજના અનુસાર હું હવે ખેતીવાડીને લગતી વસ્તુસ્થીતી ઉપર થયેલી કેટલીક અગત્યની અસર ટુંકાણમાં બતાવીશ.

ઉદ્યોગવિષયક કામદારો, અને ખેડુતોરૂપી રશીયાના લાખો કામદારોના સમુદાયની બે મહાન શાખાઓમાં, અત્યાર સૂધી, બીજીએ વિપ્લવમાંથી સૌથી વધારે લાભ મેળવ્યા છે. કેમકે જ્યારે ઉદ્યોગોને લગતા કામદારો ભારે મુશ્કેલીઓના મ્હોમા, પોતાને માટે આર્થિક મુક્તિરૂપ ઔદ્યોગિક પુનર્વ્યવસ્થા આણવા હજી પણ મથી રહેલ છે, ત્યારે ખેડુતો તો જેનાં તેમને કેટલાયે

જમાના થયાં સ્વપ્નાં આવતાં હતાં, જેને માટે તેઓ આતુર હતા, તે જમીનરૂપી માતા મેળવીને ચુકયા છે. આ વસ્તુસ્થિતિએ ઘણાને એમ માનવા પ્રેર્યા છે કે રશીયન વિપ્લવ અંદરથી તો ખરેખર ખેડુતોનોજ વિપ્લવ છે.

૧૯૧૭ ના ઓકટોબરવાળા વિપ્લવ પછી લગભગ તરતજ જમીન ખેડુતોને સોંપી દેવાઇ. મોટે ભાગે ઔદ્યોગિક કામદારોના બનેલા સમાજવાદી પક્ષના અમલ નીચેની બોલ્શેવિક સરકારે એમ કર્યું હતું. સામ્ય વિપ્લવવાદીઓ—ખેડુત પક્ષ—ના કાર્યક્રમમાં પણ આ પગલું હતું. પણ તેઓ તે વિષે વાતો કરવાથી આગળ વધી શકયાજ નહિ, જ્યારે કામદારોના પક્ષે તેને અમલમાંજ મુકી દીધું, અને તેમ કરીને મુશ્કેલ ઔદ્યોગિક વિપ્લવ માટે અને સામ્ય-વિપ્લવાદી પક્ષરૂપી બળવાન અને ભયંકર દુશ્મનનો નાશ કરવા માટે તેમણે ખેડુતોના જંગી સમુહોનો ટેકો એકદમ અને ચોક્કસ રીતે મેળવ્યો.

તા૦ ૮ મી નવેમ્બર ૧૯૧૭ ના રોજ, ઉથલપાથલના ખરે-ખરા તીખા જુસ્સાના વખતમાં, વિપ્લવનું જમીનને લગતું ફર-માન જાહેર કરાયું. તેની સૌથી અગત્યની કલમ આ પ્રમાણે છેઃ—
"જમીનવિષયક ખાનગી મિલ્કત હમેશાને માટે નાબુદ થઇ છે; જમીન ખરીદાય, વેચાય, ભાડે અપાય, ગીરો મુકાય, અગર તો બીજે કોઇપણ માર્ગે તેની ત્રેવડ કરાય નહિ. જમીન એકંદરજ સરકારી, તાજની, દેવળની, ખાનગી, જાહેર, અને ખેડુતની માલીકીની, બદલો આપ્યા વગરજ જપ્ત કરાઇ છે, અને તેવી પાછળ ખુદ કામ કરનારાઓને સોંપાઇ છે." આ કાયદાથી ઓછામાં ઓછી ૫૦૦,૦૦૦,૦૦૦, એકર જમીન (મને કોઇપણ ચોક્કસ આંકડા મળ્યા નથી) પરસત્વોપજીવી આળસુ લોકો પાસેથી ખુંચવી લેવાઇ ને ઉલટી ઉત્પન્ન કરનારાઓને પાછી સોંપાઇ.

આ સખ્ત પગલાને પ્રથમ લાગુ પાડવાનું કામ વસ્તુતઃ ખુદ ખેડુતનેજ હસ્તક રહેવા દેવાયું હતું; કામદાર આગેવાનોએ એવી દલીલ કરી કે જો તેમને છુટો હાથ આપવામાં આવે, તો

ઝુરી જ્યુરીઓ કરતાં વધારે સારૂં અને ન્યાયપુરઃસર કામ તેઓ પાર ઉતારશે. ઉપરાંત જમીનની જંગી વીશાળતા, સામાન્ય ખળભળાટ, અને ઘડીની તાત્કાળિક જરૂરીયાત પણ ધ્યાનમાં લેવાની હતી. તેથી જમીનની જપ્તી અને વ્હેંચણી મુખ્ય ભાગે ગ્રામ્ય ખેડુતોની કમીટીઓ મારફત પાર પડાઇ હતી.

વિપ્લવના કડકમાં કડક અને સૌથી સખ્ત અંગોમાંનું આ એક હતું. ગ્રામ્ય કમીટીઓને ઘણી મુશ્કેલીઓ જોડે કામ લેવાનું હતું; દાખલા તરીકે માલીકોનો વિરોધ, પોતાની હરોલમાંના કેટલાક અંશોનો લોભ, વ્હેંચવાની જમાનની જુદી જુદી માપણી અને જુદા જુદા ગુણદોષ, વી૦ અને ઘણા અથડામણ અને અન્યાયો થયા. છતાં છેવટે જ્યાં ત્યાં કામ ખલાસ થયું, અને ખેડુત વર્ગ એકંદર રીતે પહેલાંની લગભગ બધીજ અસમાનતાઓને સપાટ બનાવી દેવામાં સફળ થયો, અને જમીનની ઠીકઠીક સમાન વ્હેંચણી બનાવી મુકી.

હવે, કાયદા પ્રમાણે, બધીજ જમીન સરકારની માલીકીની છે, ખેડુતો તેના જરાય ભાગના માલીક નથી. તેમના હક માત્ર ખેડવા પુરતાજ છે. વખતોવખત તેઓ ખેડાણ જમીનની અંદર અંદર ફરી ફરીને વ્હેંચણી કરે છે, અને દરેક કુટુંબને તેમાંનાં માણસોના પ્રમાણમાં ભાગ આપે છે. વારસાના કાયદા રદ કરાયા છે. જમીન બાપ દીકરાની પરંપરાએ ચાલી ન આવે. જે ખેડુતો ન હોય, તેને જમીન રાખવા દેવામાં નથી આવતી. જમીન ઉપર સ્ત્રીઓ તથા મરદોના સરખા હક છે.

ખેતીવાડીના ઉદ્યોગ ઉપર સામાન્ય દેખરેખ રાખવા માટે ખેતીવાડીખાતું નામે સરકારની ખાસ શાખા કાઢવામાં આવી છે. આ સામાન્ય સોવીયેટ સરકારનું "પીરામીડ" જેવું બંધારણ છે. તળેટીમાં "વોલોસ્ટસ" (ગ્રામ્ય) સમીતીઓ છે. તેઓ સ્થાનિક ખેતી ઉપર દેખરેખ રાખે છે, રોજી ઠરાવે છે ૪૦ ૪૦ તેમાં દરેક ૫૦૦ માણસો દીઠ એક પ્રતિનિધિ હોય છે; આજુબાજુની "વોલોસ્ટ કમીટીઓ" પણ ડેલીગેટો મોકલે છે, કે જેથી આખીય

યોજના એક બીજામાં બંધ બેસી જાય. "વોલોસ્ટ કમીટીઓ" ઉપર, અને તેમનાથી ચઢીયાતી, જીલ્લા જમીન સમીતીઓ છે. આ સંસ્થાઓ પોતપોતાના પ્રદેશમાં ખેતીવિષયક સવાલો સંભાળે છે, ચરાની જમીન ઠરાવે છે, વિ૦ વિ૦ "વોલોસ્ટ લેન્ડ કમીટીઝ" તરફથી પ્રતીનીધીઓ તથા કામદારો, ખેડુતો, અને સીપાહીઓના ડીસ્ત્રીકટ સોવીયેટોની આ સમીતીઓ બનેલી હોય છે.

જીલ્લા જમીન સમીતીઓ ઉપર રાજ્ય જમીન સમીતીઓ, તેવીજ રીતે ઘડાયેલી, અને તેની ઉપર વડી જમીન સમીતી આવે છે. આ છેલ્લી રાષ્ટ્રીય સંસ્થા છે, અને રાજ્ય જમીન સમીતીઓના, સમસ્ત રશીયન કામદાર, ખેડુત તથા સીપાહીઓના સોવીયેટના, કેટલાંક રાષ્ટ્રીય સરકારી ખાતાંઓના વીધવીધ વિજ્ઞાનશાસ્ત્ર વીષયક મંડળોના વિ૦ વિ૦ ના પ્રતિનિધિઓની બનેલી છે. તેને માથે ખેતીવાડીનો પ્રજાકીય કમીસાર (કમીશનર) છે. બધીજ ખેડાણ જમીન, જંગલો, તળાવો વિ૦ વડી જમીન સમીતી નીચે, પ્રજાના જમીનવિષયક ફંડ તરીકે મૂકાય છે.

જો કે અત્યારની ખેતીવાડીવિષયક વ્યવસ્થા પુરાણી વ્યવસ્થા કે જેમાં થોડા પરસત્વોપજીવો બધામાં સૌથી સારૂં હોય તેનો ઇજારો લઇ બેઠેલ હતા, તેમાં બહુ જંગી સુધારારૂપ છે, છતાં તે સમાજવાદી આદર્શ જેવી તો જરાય નથીજ. ઉલટું, તેને તો તે લોક, પોતાના અંતિમ ધ્યેય જોડે નહિ જેવોજ સંબંધ ધરાવતી તત્કાળ પૂરતીજ વ્યવસ્થા ગણે છે. તેમની ઔદ્યોગિક પધ્ધતિ કરતાં સાવ જુદાજ સીધ્ધાંત ઉપર તે સ્થપાઇ છે. તેની ટુંકા પાયા ઉપરની, વ્યકિતગત, હરીફાઇ ભરી ઉત્પન્ન જો ચાલુ રહે, તો તેમાંથી તેવા વર્ગને સ્વાભાવિક એવા બધાજ અજ્ઞાન અને ટુંકી નજરનાં તત્વોથી ભરેલ ટુંક મુડીવાળા ખેડુતોના એક વર્ગ કરતાં વધારે સારૂં કાંઇજ પરિણામ ન આવે. તેવા પાયા ઉપર જરા પણ દમવાળી કોઇ પણ સંસ્કૃતિ ઘડી શકાય નહિ.

સમાજવાદીઓને ખાત્રી છે કે એક માત્ર ઇલાજ મોટા પાયા ઉપરની ઉપજનોજ છે, કેમકે ગામડાના કે શહેરના કામદારોને એક માત્ર તેનાથીજ દ્રષ્ટિ અને સમજની તે વિશાળતા મળી શકે,

કે જે સાચી સામાજીક પ્રગતિ માટે અનિવાર્ય રીતે જરૂરી છે. તેથીજ તેમની મુરાદ અંતે ખેતરો ઉપરની વ્યકિતગત, હરીફાઇ ભરી ઉપજ કાઢીનાખીને તેની જગાએ વિજ્ઞાનશાસ્ત્રીય વ્યવસ્થા-વાળી મોટા પાયા ઉપરની અને હરીફાઇ વગરની ખેતીવાડી સ્થાપ-વાનો છે. આ નવી પધ્ધતીની શરૂઆતરૂપ ખેતીવિષયક સમાજો ક્યારનાય રશીયાના વિશાળ વિસ્તાર ઉપર છુટીછવાઇ દેખાય છે. તેમની સંખ્યા ઝડપથી વધતી જાય છે.

થોડાંજ વર્ષોમાં, જો શાંતિ પ્રવર્તશે તો, ખાત્રીપૂર્વક એવી આશા રખાય છે કે રશીયાની આખીય ખેતીવાડીવિષયક યોજના જુના ઉપરથી નવા પાયા ઉપર લાવી મૂકાશે અને ખેતી કરતાં મજુર વર્ગને આધુનિક વિચારણા અને વિકાસની હરોલમાં લાવી મૂકાશે.

(૨૧)

## કપડાંની બનાવટ.

('ફેડરેટેડ પ્રેસ' માટે લખનાર વાલીયમ ઝેડ ફોસ્ટર)

વિવિધ દેશોનાં કપડાં બનાવનારાઓની એક નાનકડી મંડ-ળીની સાથે મેં મોસ્કોની કપડાંની ત્રણ મોટી દુકાનોની મુલાકાત લીધી. ટોપી બનાવનારાના મંડળ, લોકલ નં. ૨ વાળા ભાઇ રેસ્નીકોફ, તથા યુનીયનના બે રશીયન અમલદારોએ અમને ફરીને બધું બતાવ્યું.

પહેલા જે જગામાંથી અમે પસાર થયા, તે અતીશય પ્રાચીન પ્રકારની હતી. પુરાણા વખતમાં તે તંબુ બનાવવાનું કેદખાનાને લગતું કારખાનું હતુ. હવે દરેક જાતના લશ્કરી કપડાં બનાવવાની મુક્ત દુકાન તરીકે તે વપરાય છે. એ ખાસી મોટી સંસ્થા છે, અને લગભગ ૯૦૦ માણસો તેમાં કામ કરે છે. તેમાં ચાર પંચમાંશ સ્ત્રીઓ છે. કારખાનું એવાં છુટાં છવાયાં આવેલાં એક એક અને બબ્બે માળનાં મકાનોનું બનેલું છે, કે જે ટેલર જેવા લાયકાતપણાના નિષ્ણાતને તેની કબરમાંયે હલાવી મૂકે.

લગભગ બધાજ સંચા સીંગરની બનાવટના હતા. નાના પરંતુ જરૂરી કેટલાક ભાગો, કે જેને રશીયાનો લોખંડી ઉદ્યોગ બનાવી શકતો નથી, તેની ખોટને લીધે કેટલાક નકામા પડી રહ્યા છે. દેખાઇ આવતી ખોટ નાકાં બનાવવાના સંચાની હતી. દુકાનમાં બે ત્રણ હતા પણ તે કામને પહોંચી વળતા નહોતા. તેથી સંખ્યાબંધ સ્ત્રીઓ હાથે નાકાં બનાવતી બેઠી હતી. મને કહેવામાં આવ્યું, કે તે હાથે રોજનાં જ્યારે આશરે માત્ર ત્રીસેક શીવી શકે, ત્યારે સંચો સુખેથી રોજના ૧૫૦૦, એટલે કે ૫૦ ગણા બનાવી શકે છે. એ દુકાનમાં નાકાં શીવવાના થોડાક સંચાને કેવો આવકાર મળે, તેનો ખ્યાલ કરી શકાય કેમકે રશીયામાં વધતી જતી બનાવટનો લાભ સીધો કામ કરનારાનેજ મળે છે. બીજી મોટી ખોટ કાપ મૂકવાના સંચાની હતી. અમે કાપ મૂકનારાને જાડા માલનાં ૧૩૪ પડ ઉપર છરીઓથી કરવતની માફક મુશ્કેલીથી વ્હેરતા અમે જોયા. એવું કામ ધીમું અને અતીશય મુશ્કેલ છે, એટલુંજ નહી, પણ એ બહુ અચોક્કસ, અને બીજી બધી રીતે અસંતોષજનક પણ છે.

આ વિચિત્ર પુરાણું કેદખાનાવાળું કારખાનું પુરું કરીને અમે બીજા તરફ ગયા. તે પણ પહેલાં કેદીઓથીજ વસેલું હતું. આ મોસ્કોના મુખ્ય સ્થળથી બહુ દૂર નહિ એવું નામીચું બ્યુટીર્કા કારાગ્રહ હતું. દુકાન એક જંગી અર્વાચીન મકાનમાં છે, જેની એક પાંખ હજીપણ કેદખાના તરીકે વપરાય છે. તેમાં કામ માટે સાધનો સાધારણ ઠીક છે. આશરે ૧૦૦૦ કામદારો લગભગ બધીજ સ્ત્રીઓ—લશ્કરી કપડાં બનાવવામાં ગુંથાયેલી હતી. કામ છુટથી કરી શકાય માટે કામ કરનારાઓએ જુગળો અને શળીયા વ્હેરી નાખ્યાં હતાં. જ્યાં એક વખત સશસ્ત્ર રક્ષકો પોતાના મોટા પીંજરામાં ફરતા હતા, ત્યાં હવે રેડ આર્મી માટે કપડાં બનાવતી હસતી યુવતીઓની હારમાળ નજરે પડે છે. દુકાનમાંનો એક ફોરમેન પોતાની વિપ્લવને લગતી પ્રવૃત્તીઓને લીધે ઝારના અમલમાં કેદી હતો. તેણે હસીને દુકાનમાં પોતાની હાલતમાં થયેલા ફેરફારની વાત કરી. હવે મુક્ત દુકાનો બની ગયેલાં આવાં

જુનાં કારાગ્રહનાં કારખાના, મારે મન, હાલ સોવીયેટ રશીયામાં કામે લાગેલાં મુક્તીનાં તત્વોનાં સુચનથી બહુ ભરેલાં છે.

પ્યુટીર્કાના લગભગ બધાંજ કામ કરનારાં નજીકમાંજ એક મોટા અને ઉમદા ખંડોવાળા મકાનમાં રહે છે, જેમાંથી તેના પહેલાના પરસત્વો પજીવી વાસીઓને ક્યારનાય હાંકી મૂકવામાં આવ્યાં છે. એ સ્થળ સમાજવાદી પદ્ધતી ઉપર ચલાવાય છે, અને તેની વ્યવસ્થા ભાડુતોની ચુંટેલી કમીટી કરે છે. રસ્તાની સામી બાજુએ, કામદારોનાં બાળકોની દિવસના સંભાળ રાખવા માટે બાળપાલન ગૃહ છે, અને જરા આગળ જતાં તેથી મોટાં બાળકો માટે કીન્ડરગાર્ડન–બાળક્રીડા ગૃહ આવે છે. તેજ પડોશમાં કામદારોના સભા મંડપો, કલબો, તેમના સરકારી સ્ટોર્સ વિ૰ છે. કારખાનાની નિકટમાંજ આ પ્રમાણે કામદારો તથા તેમની પ્રવૃત્તિઓની એકત્રતા, એ અર્વાચીન રશીયન જીવનના ખાસ લક્ષણ રૂપ છે. નવી સમાજવાદી સંસ્થાઓના વિકાસને તેનાથી બહુ સરળતા મળે છે.

અમે છેલ્લી જગા જોઇ, તે સામાન્ય કપડાંની દુકાન હતી, જેમાં મરદોનાં, સ્રીઓનાં અને બાળકોનાં કપડાં બને છે. વિશાળ અર્વાચિન ફેક્ટરી બીલ્ડીન્ગના પાંચ માળ તેમાં વપરાય છે, અને ત્યાં આશરે ૭૦૦ લોક કામ કરે છે. પહેલાં કપડાં બનાવનારાઓના સંયુક્ત મંડળની બાલ્ટીમોર એસ્ટર્સવાળી સ્થાનીક શાખાવાળા બ્રધર બોગારા શૉફ ત્યાં વ્યવસ્થા કરે છે. મોટી મુશ્કેલીઓ છતાં, તે તેને એવી નમુનેદાર દુકાન બનાવી રહેલ છે, કે જેને રશીયાના કપડાં બનાવવાના ઉદ્યોગની પુનર્વ્યવસ્થા વખતે નમુના રૂપ લેખવામાં આવે. તેમાં તેમને કેટલાક કપડાં બનાવનારાની મદદ છે. કે જેઓ પહેલાં યુનાઇટેડ સ્ટેટ્સમાં હતા. તેમણે અમરા ઉપર આવકારનો વરસાદ વરસાવ્યો.

પુરાણાં સાધનો છૂટ આપે તેટલી હદ સુધી તેને અમેરીકન પદ્ધતી ઉપર વ્યવસ્થિત કરાય છે. શરૂવાતમાં સ્થાનિક કામદારોએ એક કામમાં પારંગત થવાની રીત સામે વાંધો લીધો, પણ હવે

તેનાથી તેમને મળતા ફાયદા તેઓ જોવા લાગ્યા છે. તે લોક ઉત્સાહ અને રસભેર કામ કરતા હતા. અમેરીકન ધોરણ જોડે સરખાવતાં, આ કારખાનું આશરે ૭૦ ટકા જેટલી યોગ્યતાથી કામ કરતું હતું, અને તેની ઉત્પન્ન સતત વધે જાય છે. પેદા થયેલા માલના જથા અને પ્રકારથી હું અજબજ થઇ ગયો. અર્વાચિન સંચાની તથા જે સંચા છે તેને ચાલુ રાખવા માટે છુટા ભાગોની ખોટ માટે મેંનેજરે દીલગીરી બતાવી.

ખાસ મોટી ખોટ કપડાં દાબવાના સંચાની છે. એ બધું ભારે કામ અત્યારે હાથે કરાય છે. વળી કાબેલ કામદારોની પણ સખ્ત ખોટ છે. યુનાઇટેડ સ્ટેટસનાં શીવણ કામનાં બળવાન વેપારી મંડળો પાસે ઘેરાઇ પડેલા આ રશીયન કપડાં બનાવનારાઓને આવા તાત્કાળિક જરૂરી કેટસાક સંચા મોકલાવવા અમારાથી બનતું કરવાનું અમે વચન આપ્યું. આ કામ માટે એક ખાસ ભડલ સ્થાપવી જોઇયે.

બધાજ રશીયન ઉદ્યોગોમાં તેમ અમે જોયેલાં કપડાંનાં કારખાનાંમાં પણ મંડળો બહુ અગત્યનો ભાગ ભજવે છે. મેનેજરથી માંડીને બધાજ કામદારો એકજ સંસ્થામાં જોડાયેલા હોય છે. મેનેજરોને રાષ્ટ્રીય મંડળ નીમે છે, અને પ્રજાકીય કરકસરની વડી કોંસીલ તેને મંજુર રાખે છે. મંડળ કલાકો, રોજી, અને કારખાનામાં કામ કરવાની શરતો ઘડી કહાડે છે, અને તે ઉપર મજુરખાતાનો શીક્કો પડે છે. દરેક કામદારે કેટલું કામ તયાર કરવાનું, એ પણ મંડળો ઠરાવે છે.

કારખાનાંની વેપારી બાજુ ઉપર સામાન્ય દેખરેખ બે કામદારોની કમીટી રાખે છે, તેમાંથી એક કારખાનાના કામદારોનો ચુંટેલો, અને બીજો, રાષ્ટ્રીય સરકારના અંશરૂપ મજુરો તથા ખેડુતો ઉપર અમલ ચલાવનારા ખાતાંનો નીમેલો હોય છે. અમલ ચલાવનારી સ્થાનિક કમીટી કારખાનાંની સામાન્ય કાર્યવાહી ઉપર નજર રાખે છે, અને ગમે તે વખતે બધીજ ખાતાવહીઓ, જુદાં જુદાં ખાતાંઓ વી૦ તપાસવાનો તેને હક છે.

એ મંડળો વળી કારખાનાંની કમીટીઓ મારફત મોટે ભાગે કામ લે છે. એ કમીટીઓની કારખાનાંમાં વ્યવસ્થિત ઓફીસો હોય છે. તે કામદારોની સામાજીક અને રાજદ્વારી કેળવણી સંભાળે છે, અને બધાજ મંડળોના તેમજ સરકારી કાયદાઓ સખ્તાઇ પૂર્વક પળાય, તેની સંભાળ રાખે છે. આ કારખાનાંની કમીટીઓ ઘણીવાર, સરકારની માગણી પૂરી કરતાં વધેલા માલની બીજા ઉદ્યોગોના કામદારો જોડે, તેમના તરફથી મળતા ખોરાક વિ૦ના બદલામાં લેવડ દેવડ કરે છે.

આ પ્રમાણે અમે જોયેલા એક કારખાનામાં, તેવી કમીટીના કબજામાં આવેલા, જોડા, મોજાં વિ૦ની મોટી પેટીઓ અમે જોઇ, જે સૌથી વધારે જરૂરીયાત ધરાવતા કામદારોમાં વ્હેંચી નખાતી હતી. કામદારોએ અમને કહ્યું, કે તેમણે હમણાંજ યુક્રેનના મુલક-માં એક એજંટ મોકલીને ત્યાંની સરકાર જોડે એવો સોદો ઉતાર્યો છે, કે તૈયાર કપડાંના બદલામાં તે ખોરાકનો વધુ જથો પૂરો પાડે. પોતે ઉપજાવેલા માલ મારફત કામદારોને અપાતી, વળતર, એ અહિંની નવી આર્થિક ખીલવણીનું પરિણામ છે. એવી ધારણા રખાઇ છે કે તેમાંથી સ્વાભાવિક ઉપસ્થિત થતી બધી લેવડ દેવડની સંભાળ છેવટે સહકારી મંડળીઓને હસ્તક સોંપવી.

અમને મળેલા કપડાને લગતા કામદારો સ્પષ્ટ રીતે ખોરાક અને બીજી જીંદગીની જરૂરીયાતોની ખોટ વેઠતા હતા. પણ રશી-યન મજુર વર્ગમાં બધેજ નજરે પડતી સખ્ત હિંમતથી તેઓ પ્રેરાયેલા હતા. તેમને ખબર છે કે તેમની આગળ વિકટ રસ્તો છે, છતાં અંતે ફ-તેહ મેળવવાની તેમને ખાત્રી છે. તેમને હિંમત છે, અને ગમે તેવા પણ ભોગની દરકાર કર્યા વગર અંતે વિજય સુધી લડે જવાનો તેમનો ઠરાવ છે.

